ભારતીય વિદ્યા સંશોધન ગ્રંથમાળા-૨૪

શામળ ગ્રંથાવલિ-૩

શામળ ભટ કૃત

# નંદબત્રીસી અને કસ્તુરચંદની વારતા

[અનેક હસ્તપ્રતોને આધારે સંપાદિત
મૂળપાઠ તથા વિવિધ પાઠાંતરો સહિત]

૧. નંદબત્રીસી
સંપાદક : ઇંદિરા મરચંટ,
એમ એ.

૨. કસ્તુરચંદની વારતા
સંપાદક : ડૉ. રમેશ જાની,
એમ એ, પીએચ ડી.



ભારતીય વિદ્યા ભવન, મુંબઈ

૧૯૬૭

# આમુખ

ભારતીય વિદ્યા ભવનની સંશોધન ગ્રંથમાળાના ચોવીસમા પુસ્તક તરીકે આ 'નંદબત્રીસી અને કસ્તુરચંદની વારતા' પ્રકાશિત થાય છે. સંશોધન ગ્રંથમાળાનાં અત્યાર સુધીનાં પ્રકાશનોમાં વિષયનું તેમ જ ભાષાનું સારા પ્રમાણમાં વૈવિધ્ય રહ્યું છે. આમાં સંસ્કૃતમાં દર્શન અને અલંકારના વિષયની ('વેદવાદદ્વાત્રિંશિકા,' 'ભગવદ્ગીતા ભારતીયદર્શનાનિ ચ,' 'અર્થવાદાદિવિચાર,' 'રસરત્નપ્રદીપિકા'), મહાભારત, પુરાણ ને કાવ્યનાટકના વિષયની ('જ્ઞાનદીપિકા,' 'પુરાણિક વર્ડ્ઝ ઓવ વિઝ્ડમ,' 'ચંદ્રલેખાસટ્ટક,' 'શતકત્રયી,' 'અન્યોક્ત્યષ્ટકસંગ્રહ,' 'કૌમુદીમહોત્સવ,'), એક પાલિની ('વિસુદ્ધિમગ્ગ'), તથા કેટલીક ગુજરાતી ભાષાશાસ્ત્રની ('ગુજરાતી સ્વર-વ્યંજન પ્રક્રિયા,' 'વાગ્વ્યાપાર') અને મધ્યકાલીન સાહિત્યની ('ભરતેશ્વર-બાહુબલિરાસ,' ભાલણકૃત 'કાદંબરી,' શામળકૃત 'મદનમોહના,' 'સિંહાસનબત્રીસી') રચનાઓનો સમાવેશ કરી શકાયો છે.

આમાંની ઘણીખરી કૃતિઓ આપણા પ્રાચીન સાહિત્ય અને સંસ્કૃતિના અધ્યયનમાં ઉચ્ચ અભ્યાસની કક્ષાએ સારી રીતે ઉપયોગી નીવડી છે એ ભવન માટે સંતોષનો વિષય છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની બીજી કેટલીક કૃતિઓ તેમ જ અન્ય વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો યથાક્રમે પ્રસ્તુત ગ્રંથમાળામાં પ્રકટ કરવા માટે તૈયાર થઈ રહ્યાં છે.

જયંતકૃષ્ણ હ. દવે
સન્માન્ય નિયામક, ભારતીય વિદ્યા ભવન

## પ્રાક્કથન

મહારાજા સર પ્રતાપસિંહ ગાયકવાડે ૧૯૪૮માં ભારતીય વિદ્યા ભવનને કરેલા અનુદાનને પરિણામે પ્રાચીન ગુજરાતી સાહિત્યની જે પ્રશિષ્ટ કૃતિઓનું સંપાદન કરવામાં આવ્યું હતું, તેમાંથી આ પહેલાં શામળ ભટની 'સિંહાસનબત્રીસી'ની ૧૮ થી ૨૨ વાર્તા આ જ ગ્રંથમાળામાં ૧૯૬૦માં પ્રગટ કરવામાં આવી હતી. તે પછી 'સિંહાસનબત્રીસી'ની ૩૨ મી વાર્તા–'વેતાલપચીસી'ની પચ્ચીસ કથાઓ–૧૯૬૨ માં પ્રગટ કરવામાં આવી.

સદ્‌ગત સાક્ષરવર્ય રામનારાયણ પાઠકના સામાન્ય સંપાદકત્વ નીચે ભારતીય વિદ્યા ભવને શામળ ગ્રંથાવલિના સંપાદનકાર્યની યોજના હાથ ધરેલી. તે અનુસાર શ્રીમતી ઈંદિરાબહેન મરચંટે "નંદબત્રીસી" તથા પ્રૌ. રમેશ જાનીએ "કસ્તુરચંદની વારતા" અનુક્રમે સંપાદિત કરી છે અને એ ઉભય પ્રસ્તુત ગ્રંથદ્વારા પ્રકાશિત થાય છે.

સંપાદન માટે હસ્તપ્રતો સુલભ કરી આપી તેમનો ઉપયોગ કરવા દેવા બદલ અમે નીચેની સંસ્થાઓના અને તેમના સચાલકોના આભારી છીએ:

ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ; ભાંડારકર પ્રાચ્ય વિદ્યા સંશોધન મંદિર, પૂના; ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ.

અહીં એ પણ ઉલ્લેખ કરવો જોઈએ કે ભવનના કુલપતિ ડૉ. કનૈયાલાલ મુનશીનો પ્રાચીન સાહિત્યોદ્ધાર અને સંશોધનમાં જે ઊંડો ને સતત રસ રહ્યો છે, તેણે શામળ ગ્રંથાવલિની યોજનાના પ્રધાન પ્રેરક ને પોષક બળ તરીકે કામ કર્યું છે.

ગ્રંથાવલિના આગામી ગ્રંથો 'સુડાબહોતરી' અને 'ચંદ્રચંદ્રાવતી'ની વાર્તાઓ યથાવકાશ પ્રગટ કરવાની યોજના છે.

હરિવલ્લભ ચૂ. ભાયાણી

# અનુક્રમ





# પ્રાસ્તાવિક

## ૧. નંદબત્રીસી

### સંપાદનકાર્ય માટે ઉપયોગમાં લેવાયેલી હસ્તપ્રતો

'નંદબત્રીસી'ની શ્રી. કે. કા. શાસ્ત્રીએ 'હસ્તલિખિત પુસ્તકોની યાદી'માં દર્શાવ્યા પ્રમાણે નીચે મુજબ પ્રતો મળે છે:

द. ૧૧૪, ૧૯૪क (ઉ. સાં. ૧૮૬૨ લગ.), ૨૩૧ (નૂ.), ૨૫૯ (ઉ. સાં. ૧૮૯૮), ૩૨૩ (નૂ.), ૬૯૭ (લીથો), ૭૬૬ (ઉ. સાં. ૧૮૬૭), ૭૬૭ अ (ઉ. સાં. ૧૮૬૧ લગ.), ૮૦૫ (ઉ. સાં. ૧૭૯૬; શામળના સમયની ગુમાન બારોટે કરેલી નકલ), ૮૦૬ (ઉ. સાં. ૧૮૯૨), ૧૦૩૯ क (ઉ. સાં. ૧૮૨૩).

फा. ૬૨ क (ઉ. સાં. ૧૮૩૮ નૂ.), ૭૨ क (ઉ. સાં. ૧૮૯૮), ૮૩ क (ઉ. સાં. ૧૯૦૧), ૧૧૯ क (ઉ. સાં. ૧૮૩૬), ૧૪૨ ख (નૂ), ૨૨૦ क (આદિ નૂ.), ૩૭૩ ग (ઉ. સાં. ૧૮૮૦).

डा. ૬–૮ (ઉ. સાં. ૧૮૯૩), ૮–૭ (ઉ. સાં. ૧૮૭૧), ૮–૯;

व. ૮૬૩ (ઉ. સાં. ૧૯૦૬);

ई. ૧૩૨ (લીથો), ૧૬૭ क (ઉ. સાં. ૧૮૮૧).

આમ અનેક પ્રતોનો ઉલ્લેખ હોવા છતાં તેમાંની ઘણી તૂટક છે અને તેથી તેવી તૂટક પ્રતોને સંપાદનકાર્ય માટે ઉપયોગમાં લીધી નથી. જે પ્રતો અખંડિત છે તે મેળવવાનો પ્રયાસ કર્યો છે. તેમાંથી કેટલીક જે આ કાર્ય માટે ઉપયોગમાં લીધેલી છે તે પ્રતોનું વર્ણન નીચે મુજબ છે.

क. સંપાદનકાર્યમાં क નામે ઓળખાવેલી પ્રતિ તે સૌથી જૂની છે. શાસ્ત્રીજીની યાદી પ્રમાણે આ પ્રત નં. द ૮૦૫ છે. તે ગુજરાત વિદ્યાસભાના હસ્તપ્રત-સંગ્રહમાંની છે. તેને મુખ્ય પ્રત તરીકે સ્વીકારવાનું કારણ તે એ છે કે આ પ્રત સં. ૧૭૯૬ના અરસામાં શામળના જ સમયમાં થઈ ગયેલ ગુમાન બારોટના હાથની લખાયેલી છે. ગુમાન બારોટનો ચોપડો જે ગુ. વ. સો. પાસે છે તે મુંબઈ મંગાવી શકાય તેમ ન હોવાથી તેની નકલ શ્રી. કે. કા. શાસ્ત્રી દ્વારા કરાવી છે. આ ક. પ્રત બીજી બધી પ્રતો કરતાં કેટલીક વખત ઘણી જુદી પડે છે. વળી પાછળથી લગભગ ૪૦૦ કડી પછી ક. પ્રત કરતાં ખ. ગ. ઘ. ઙ. અને ચ–પ્રતમાં ઘણે ઠેકાણે અનેક નવી કડીઓ દેખાય છે, જે પાછળથી ઉમેરાઈ હશે તેમ જરૂર માની શકીએ.

આ પ્રતમાં આપણને ઘણી વિશિષ્ટતા જોવા મળે છે જે તે નમયે બોલાતી ભાષા અને લેખનપદ્ધતિને કારણે હશે જેમાંની કેટલીક વિશિષ્ટના નીચે મુજબ છે

૧ 'ખ'ની જગ્યાએ 'ષ'નો ઉપયોગ. દા ત "ષરી વાતમાંહિ થાનો પાર," "પ્રતાપ દેષાડે તે તો પીર."

૨ 'ક્ષ'ની જગ્યાએ 'ષ'નો ઉપયોગ દા ત. "પુષાવંત ને શાંનુ વંન," "ષત્રી તે જે ઝઝુમાં પડે"

૩ 'ળ'ની જગ્યાએ 'લ'નો ઉપયોગ. દા. ત "કુટવને લોભે ચુકીઓ, "મુગ્ધ આગલ અના નહી થારે"

૪ 'શ'ની જગ્યાએ 'ન'નો ઉપયોગ. દા ત "ગમાગુ લાગો – ન."

૫ 'છ'ની જગ્યાએ 'ષ'(ખ) નો ઉપયોગ દા ત "નીચ પાત ષેદાનુ વીશ"

૬ ભૂતકૃદતવગેરેમાં 'ય' કારનો અભાવ દા ત "હતા તે મનમા નવ જાણી," "લાગુ તમ ઘેર"

૭ કેટલીક વાર કોમળ અનુસ્વારનો લોપ. દા. ત 'હુ'ની જગ્યાએ' 'હુ' 'છુ'ની જગ્યાએ 'છુ'

૮ કેટલીક વાર તીવ્ર અનુસ્વારનો લોપ. દા ત 'કુટંવ'ની જગ્યાએ 'કુટવ.'

૯ અનુનાસિક વ્યજન પૂર્વેનો સ્વર સાનુસ્વાર. દા ત 'કામ' ની જગ્યાએ 'કાંમ,' 'જાણ'ની જગ્યાએ 'જાંણ'

૧૦ 'ઈ' પહેલા 'હ' કારનો પ્રક્ષેપ—જે આ ક પ્રતની ખાસ વિશિષ્ટતા છે દા ત. 'ઈશ્વર'ની જગ્યાએ 'હીશ્વર', 'જોઈ'ની જગ્યાએ 'જોહી,' 'કાઈક'ની જગ્યાએ 'કાહીક'

ઉપર બતાવી છે તેવી વિશિષ્ટતા અથવા તેવા પ્રયો ગ કેટલીક વાર અન્ય પ્રતોમા પણ મળ્યા છે છતાં હકારનો પ્રક્ષેપ તે તો ફક્ત ક ની જ વિશિષ્ટતા છે

ખ આ પ્રત ગુ વ સો ની નં ૭૯૭ છે આ પ્રતમાં કામાવતીની વાર્તા, પૃષ્ઠ ૧ થી ૯૬ સુધી નંદબત્રીસીની વાર્તા પૃષ્ઠ ૯૭ થી ૧૪૫ (૧ થી ૪૮) સુધી અને પદ્માવતીની વાર્તા અપૂરી છે આ પ્રતની આ ત્રણે વાર્તાઓ એક જ વ્યક્તિના હાથે લખાઈ હોય તેમ હસ્તાક્ષરો જોતાં લાગે છે કામાવતીની વાર્તા ઉતાર્યાની સાલ ૧૮૬૧ આપી છે નંદબત્રીસી ક્યારે ઉતારી તે લખ્યુ નથી પણ તે પણ એ જ અરસામા લખાઈ હશે એમ માની શકાય. આ પ્રત ખૂબ જ સ્પષ્ટ અને સરસ રીતે ગુજરાતી લિપિમા લખેલી છે આ પ્રતમાં ઘણી જગ્યાએ 'ઉ'ની જગ્યાએ 'ઞુ' લખેલ છે.

શ્રી. કાલેલકર આપણી લિપિમાં જે ફેરફાર કરવા ઇચ્છે છે તેમાંનો એક આ પ્રતમાં મળે છે. અલબત્ત 'ઈ' ની જગ્યાએ 'ઓ' નથી.

ગ. આ પ્રત ગુ. વ. સો. ની નં. ૮૦૬ છે. તે સં. ૧૮૯૨ માં લખાયેલી છે. આ પ્રતમાં શરુઆતમાં નરસિંહ મહેતાનાં પદો છે. ત્યાર પછી 'નંદબત્રીસી'ની વાર્તા છે. આ વાર્તાનાં ૭૨ પાનાં પછી વળી પાછાં લગભગ ૯૨ પાનાંમાં નરસિંહ મહેતાનાં કાવ્યો ચાતુરી, હુંડી તેમ જ અન્ય પદો આવે છે. અને પછી અધૂરી રહેલી 'નંદબત્રીસી' આગળ લખી સંપૂર્ણ કરી છે. તે પછી પણ નરસિંહનાં પદો, કૃષ્ણદાસનાં પદ, મીરાંનાં પદ વગેરે આવે છે. વળી આ પ્રત ખ. જેટલી શુદ્ધ ને સ્પષ્ટ નથી. તેમાં ક અને ખ પ્રતો કરતાં જોડણી અને શબ્દમાં ઘણો ફેર છે.

ઘ. આ પ્રત ગુ. વ. સો. ની નં. ૮૬૨ છે. તે સં. ૧૮૬૨ માં લખાયેલી છે. આ પ્રતમાં નાકરનું ઓખાહરણ, કહાનની ચાતુરી, વજીઆની સીતાવેલ અને શામળની નંદબત્રીસી છે. 'નંદબત્રીસી' ની વાર્તાની થોડીક કડીઓ પાનાં ફાટી ગયાં હોવાથી મળતી નથી. એટલે અંશે તે તૂટક છે. ઘ. માં. ખ ગ. કે ङ. ચ. પ્રત કરતાં ઘણાં ચરણો જુદાં છે. કાં તો ઘણાં ચરણો છે જ નહીં. બીજી બધી પ્રતો કરતાં આ પ્રત ઘણી વાર જુદી પડી જાય છે. છતાં કેટલીક વખત ક. પ્રતને મળતા પાઠો પણ જ્યારે બીજી પ્રતમાં નથી મળતા ત્યારે આમાં મળી આવે છે.

ङ આ પ્રત ફાર્બસ ગુજરાતી સભા પાસે નંદબત્રીસીની જે પ્રતો છે તેમાંની એક અખંડિત પ્રત છે; તેનો નંબર ૭૨ છે. સં. ૧૮૯૮ માં લખાયેલી આ પ્રતમાં 'નંદબત્રીસી' ઉપરાંત રણછોડ વગેરેનાં થોડાં પદ અને વલ્લભનો શણગારનો ગરબો વગેરે છે. આમાંના અક્ષરો ખરાબ છે. વળી તે દેવનાગરી લિપિમાં લખાયા છે. આ પ્રતમાં ખ. અને ગ બંને પ્રતનાં બધાં ચરણો ભેળસેળ થઈને આવે છે. તેથી મુખ્ય પ્રત કરતાં તેમાં પંક્તિઓ ઘણી વધારે છે.

ચ. આ પ્રત ગુ વ સો. ની નં. ૨૫૮ છે. આ પ્રત પણ ૧૮૯૮ માં લખાયેલી છે. આ પ્રતમાંના અક્ષરો સારા નથી. પણ તે લખાઈ છે તો ગુજરાતી લિપિમાં જ. તેમાં ફક્ત 'નંદબત્રીસી'ની વાર્તા જ છે આ પ્રતમાં ખ. ગ. કે ઘ. કરતાં ઘણાં ચરણોમાં ફેર છે. આ પ્રતમાં 'સ' અને 'શ' બંનેની જગ્યાએ 'શ' જ લખેલો છે. એટલે કયાં 'સ' ગણવો ને કયાં 'શ' ગણવો તેનો આધાર વાચક પર રહે છે.

## ૨. કસ્તુરચંદની વારતા

### સંપાદનકાર્ય માટે ઉપયોગમાં લેવાયેલી હસ્તપ્રતો

ક. મુખ્ય પ્રત તરીકે સ્વીકારેલી ફાર્બસ ગુજરાતી સભાની આ પ્રતના વર્ણન માટે જુઓ ભવન તરફથી પ્રકાશિત "સિંહાસનબત્રીસી" (વાર્તા ૧૮ થી ૨૩)માં "ક" પ્રતનું વર્ણન.

ખ. 'ગુજરાત વિદ્યા સભા'ની હસ્તલિખિત પ્રત. ક્રમાંક ૧૦૩.

આરંભ } વાચનામાં નોંધ્યા છે.
અંત

પત્રસંખ્યા : ૪૬. હસ્તપ્રત : છૂટાં પાનાં (પાછળથી બંધાવેલાં).
પ્રત અક્ષત છે, તૂટક નથી. પાનાં ફાટેલાં નથી.

લખાવટ : સુંદર. એકધારા મરોડવાળા અક્ષરો.

પ્રત્યેક નવા પાનાનો સંખ્યાંક જમણી બાજુના હાંસિયામાં લખ્યો છે. લહિયાએ કથાનું નામ નંબરની ઉપર ટૂંકાણમાં લખ્યું છે: ઉદાહરણાર્થે :
કસ્તુર ॥ ૨૮ ॥

લેખનની વિશિષ્ટતા: ચર્ણ, શર્ણ (પૃ. ૧); કર્ણ; રીત્ય (પૃ. ૧૫), ભાત્ય; મુન્ય, મહિપત્ય; પરધાંન, કહુ ('કહ્યું' ને બદલે) – 'કહું કરીને કોપ' (પૃ. ૨). કેહેવાંણી (પૃ. ૩); માંનવ્ય–(='માનવી') "નીરમલ સહુ માંનવ્યનાં મંન ॥" (પૃ. ૩); બોહો– (=બહુ). (પૃ. : ૭) 'નવ્ય' (પૃ. ૧૪); 'કોટય' (પૃ. ૧૫). માહારો (પૃ. ૭); જાંમ, માં, (પૃ. ૧૯), કાંમ્યની (પૃ. ૧૭). અમો (પૃ. ૧૭); હાથીયો. (પૃ. ૧૭); જાતરા (પૃ. ૧૮); 'ડેહેરા' (દેહરા–દેહરું).–"માંનની ગઈ ડેહેરા વિષે" (પૃ. ૨૨); પરભાતે–(પૃ. ૨૨); તેહેનુ–(પૃ. ૨૨); બેહેન–(પૃ. ૨૩); સકે નહીં (પૃ. ૨૩), નીસવાસ–(પૃ. ૨૩); નવ્ય (=નહીંના અર્થમાં) (પૃ. ૨૪); રોટા– (=રોટલા) (પૃ. ૧૫); ભાંમ્યની–(પૃ. ૧૭); માંણસ–(પૃ. ૨૩); મોહોંગે (=મોંઘે) (પૃ. ૧૪); વાંહાણ, વસ્તો, (=વહાણ, વસ્તુ); "ભારે વાંહાંણમાં વસ્તો ભરી." (પૃ. ૨૪); ખાયો–પીયો (=અજ્ઞાર્થ)–"ખાયો પીયો મેડી માલીયે." (પૃ. ૨૪). પ્રાંણ–(પૃ. ૨૫); સુદરી (=સુંદરી) (પૃ. ૨૫); નરનારનુ (=નું.) (પૃ. ૨૬); જુગ્રનુ (=નું) (પૃ. ૨૮); દીઠુ (પૃ. ૨૮); વીશ્વપત્ય (પૃ. ૩૦).

કરક (=કડક) પૃ ૩૩ મુન્તગ (=મસ્તક) પૃ ૩૩, પેટમાંહિ પૃ ૩૪. કાગળ્ય=(કાગજ) પૃ ૩૪ કીધુ=(=ધુ) પૃ ૩૬. કેડે=(ન્હે) પૃ ૩૪. પાણપાણીનુ=(=નુ) પૃ ૩૫. ભોજન (=ભોજન) પૃ ૩૭ જયો (=જઓ)– પૃ ૩૭ આવ્યા છુ (=છુ) પૃ ૩૭ કાઢાથી (=કઢાથી) પૃ ૩૯ તે નુ=(તે તો) પૃ ૪૦ જમ=(જેમ) પૃ ૪૦ કાવીયુ (=કઢાવીઉ) ૬૨. જાગ્ય=(જગ્યા) પૃ ૪૪. કરાણુ=(ક્યાણુ) ૬૭

ગ પ્રત ગુજરાત વિદ્યાસભાની ક્રમાંક ૬૬૫

આરંભ<br>અંત } વાચનામા નોંધ્યા છે

પત્રસંખ્યા ૩૮ પત્ર પૂરા. પાછળથી બધાવેલા. પ્રત અખત છે, તૂટક નથી પાના ચોંટ્યા નથી પાનાની ટોચ ઘસાઈ ગયેલી કાગળ ધીમે ધીમે ખવાતા જાય એવો ભય.

લખાવટ સામાન્ય અક્ષરોનો મરોડ વચ્ચે વચ્ચે કયાક બગડી જાય છે છેલ્લા કેટલાક પૃષ્ઠો પર (કાગળ હલકા હોવાથી?) બન્ને બાજુ અક્ષર ફૂટી નીકળ્યા છે છતા થોડીક મહેનતે બન્ને બાજુઓ વાચી શકાય છે

લખ્યા સાલ સંવત ૧૮૭૬ 'માહગસ્તર વદી ૯ ભૃગુવાસરે.'

લેખનની વિશિષ્ટતા લિપિ અર્વાચીન ગુજરાતી લિપિને ઘણી મળતી છે શિરોરેખા એક છેડેથી બીજે છેડે પહોચી જાય છે ઉ ત. 'ક' (क નહી) કોઈ વાર 'क' પણ ખરો. 'ખ' (ख નહી) પરન્તુ 'અ'ને માટે ત્રણ–પાંખિયો 'અ' વાપરવામા આવ્યો છે 'જ'ને માટે પણ દેવનાગરી 'ज'નો ઉપયોગ કરવામા આવ્યો છે પત્રસખ્યાંક કયાય લખવામા આવ્યો નથી ચોપડા આકારમા (ઊભી લખાવટ) શ્લોકાંક પણ નથી

શબ્દો પ્રતમાન, લાએક લખાણ, કઈલાનમા, નમુ ગ અઓ સોનાર, પ્રાક્રમ, વાણીઓ, પટમણી, શુણ, લખન્ણો (=લખણો) ઘેહેર, અપરંપાર (=અપરપાર), સી કરીને પેહેર? (=શી કરીએ પેર?), સરીર, સેઠન્સેઠાણી, વીમાન ઇંદ્ર તણુ (=વિમાન ઈંદ્ર તણુ), કેહે (=કહે), આણી ઘડી ખેમકુસળ, ખાએ (ખાય), થઆ (=થયા), ક્નગ (=કનક), પેહરમા (પિયરમા), સોભે (=શોભે), બઈ (=બાઈ), સીઆણુઆ (=શિયાળવા), કુઅરી (=કુવરી), ગ્રભ (=ગ ભ, ગભી), તુ (=તુ), આણદમા (=આન મા) થઉ (=થયુ) સહુ મે મ દેસો ખોડ (=મા).

ઘ પ્રત. ગુ વિ. સભા ક્રમાક ૫૫૪

ડાબી બાજુના પૂંઠા પર:

| |
|---|
| અમદાવાદ નેટીવ લાઈબ્રેરી<br>ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ સ્થાપી.<br>સને : ૧૮૪૯<br>સંવત : ૧૯૦૫ |

જમણી બાજુના પૂંઠા પર:

વાત વસ્તુસાનિ૰ ક૰ શામળ વૃત્ય

આદિ: વાર્તા ૨૩ મી. પુતળી સંકટહરણ. શ્રી ગણેશાય નમ: અથ વારતા કસ્તરચંદની અથવા ભદ્રાની લખી છે. (વાચનામાં નોંધ્યું છે.)

અંત : વાચનામાં નોંધ્યો છે.

પ્રતવર્ણન: પાનાં નોટબુકની માફક લખાયેલાં અને બાંધેલાં છે. પણ પોથીના પત્રોની માફક બે બાજુનાં પૃષ્ઠો મળીને એક જ પાનું ગણવામાં આવ્યું છે. સંખ્યાંક ડાબી બાજુએ લખવામાં આવ્યો છે. એમ કુલ ૪૨ ફે પત્રો છે. આજની ગણત્રીએ કુલ પૃષ્ઠો આમ ૮૫ થાય.

૪૨ મા પૃષ્ઠ પર (અંતભાગમાં): કાલીદાસ કવીયે કહ્યું સંસકતમાંહિ સુજાંણ। કવી સાંમલ કોહોડે કહ્યું પ્રાકત માંહ્ય પુરાંણ॥

લેખનની વિશિષ્ટતા: રીત્યે (પૃ. ૧). દેશપત્ય (પૃ. ૧). નુન્ય, મુન્ય (પૃ. ૧). જાણે (પૃ. ૧). ગગા સમાન્ય (પૃ. ૩). સાંમલ (પૃ. ૪). કુઅર (પૃ. ૬). કોય (=કોઈ) (પૃ ૫) કસ્તર (પૃ. ૯). કયાંહાં (પૃ. ૧૨). જાંહાં (પૃ. ૧૩). પરભાત્ય (પૃ. ૧૫). હલુઆ. (=હળવા) (પૃ. ૧૬). ગાયો ('=ગાઓ') પૃ. ૧૬. તાહારે (=ત્યારે) પૃ. ૧૯. આવાં (=આવ્યાં) પૃ. ૨૧. નવ્ય (=નવ, નહીં) પૃ. ૨૨. સુ કોહેસો (=શું કહેશો?) (પૃ. ૨૫); ચડ (=ચઢ્યું) પૃ. ૨૬. વર્નન (પૃ. ૩૩); કહ્યુ (=કહ્યું) પૃ. ૩૫. પૃ. ૩૭. વપરીત (વિપરીત) પૃ. ૩૮. નાય (=ન્યાય) પૃ. ૩૯. સુપીઆં (=સોંપ્યા) પૃ. ૪૧. સોતાવગતા (=શ્રોતાવકતા) (પૃ. ૪૩).

ચ. પ્રત. ગુ. વિ. સભાની પ્રત. છાપેલી. ક્રમાંક ૫૦૫.

પહેલું પાનું.

ભદ્રાની વારતા

—.૦.—

દોહોરાચોપાઈછપાથી શામળકવીની

કીધેલી

આ પ્રાંતના લોકોને વાસ્તે

લલુભાઈ અમીચંદે પોતાના છાપખાના

માં છાપી

અમદાવાદ

સને ૧૮૫૯ સવત ૧૯૧૫

છાપખાનાનુ ઠેકાણુ અમદાવાદ મધેરા

અપરમાંઆકાસેઠના કુવાની પોળ પાસે

લલુભાઈ અમીચદનુ છાપખાનું

પ્રતવર્ણન  કુલ પૃષ્ઠસંખ્યા  ૮૧

કુલ શ્લોક ૮૮૯ ગુજરાતી લિપિમાં લખ્યુ હોવા છતાં સળગ શિરોરેખા છાપવામા આવી છે આ પ્રત શીલાપ્રેસમા છપાયેલી છે શબ્દો વચ્ચે જગ્યા રાખ્યા સિવાય લખાણ છપાયેલુ છે, મૂળ હસ્તપ્રત જે પ્રમાણે હશે તે પ્રમાણે જ શબ્દો કે વાક્યરચનાઓમા સુધારાવધારા કે પાઠાન્તરો વગેરે નોધવામા આવ્યુ છે પ્રસ્તાવના નથી સપાદકનુ નામ નથી માત્ર મુદ્રણાલયનુ નામ મુખપૃષ્ઠ પર છાપવામા આવ્યુ છે વચ્ચેના ૯ થી ૧૨ પૃષ્ઠો તથા ૩૩ થી ૪૦ છપાયા વગરના કોરા છે

લેખનરીતિ નુંન (=નૂન્ય પૃ ૧), ભુતભવીસવરતમાન (પૃ ૧), જૈતીગ (પૃ ૧), રાઅ (=રાય પૃ ૩) અવનીપત (=અવનિપતિ પૃ ૩) વાહાણ (પૃ ૭) બુધ્ય (પૃ ૭) પ્રાણીપ્રત્ય (=પ્રણિપાત) પૃ ૮, આવા (=આવ્યા પૃ ૮) પાણી (પૃ ૧૩) કોઅ (=કોઈ પૃ ૧૭) જેહેને (પૃ ૧૭) માહારાજન (પૃ ૨૧) તન (=૪૧) રોઆ (=રોયા પૃ ૪૧) આવ્ય (=આવ પૃ ૪૭) વગેરે

આ પ્રત શિલાપ્રત છે. એને હસ્તપ્રતનું સ્થાન ન આપી શકાય. પરંતુ ઉપર્યુક્ત કેટલાક શબ્દોને કારણે સંપાદકે મૂળની જેમ જ પ્રત છપાવી લાગે છે—ખાસ કરીને અનુસ્વરિત કે યશ્રુતિવાળા શબ્દોને કારણે.

છ. પ્રત. ગુ. વિ. સભા ક્રમાંક ૪૬૪.

હસ્તપ્રત અત્યંત તૂટક હાલતમાં છે. એનાં શરૂઆતનાં પાનાં અડધાંપડધાં તૂટી ગયેલાં, કાળાં પડી ગયેલાં અને કોઈ કોઈ સ્થળે વાંચવાં અત્યંત મુશ્કેલ થઈ પડે એવાં છે. વચમાં પણ ઘણાં પૃષ્ઠોની એ સ્થિતિ છે.

પહેલાં નવ પત્રો અત્યંત બરડ અને કેટલાક તો ટુકડે ટુકડા થઈ ગયેલાં છે. બાકીના પ્રમાણમાં ઠીક.

કુલ પત્રો: ૫૨. (૫૧૬). (૫૧ પૂરાં અને ૫૨ મું એક બાજુનું).

લેખનરીતિ: આંસૂઓ:જન (પૃ.૧૦); હીમત્ય (પૃ.૧૯). ભરુ (=ભર્યું પૃ. ૧૫) પ્રીત્યે (=પ્રીતે). શાબો પાંન (પૃ. ૧૯). કર્યાંહાં (=કર્યાં પૃ. ૨૧). અચરત (પૃ. ૨૪). ચેહેન (પૃ. ૨૫). કાંમ્યની (પૃ. ૨૬). બાધુ (=બધું પૃ. ૩૨). પરત્યક્ષ (પૃ. ૩૨).

સુદરી. (પૃ. ૩૪). ગુણ્યકાપણુ (પૃ. ૩૫). અમકરતાં (=એમ કરતાં) જાંણુતો (પૃ.૪૦). મુકો (=મૂક્યો) (પૃ.૪૨). તાંહા (પૃ.૪૬) સાંહાંમુ (પૃ.૪૩). હવડાં (પૃ.૪૪). ગુણુકા (પૃ.૪૩). જોગ્યણી (પૃ.૪૯); (=કારણ કસુ (=કારણ કશું) (પૃ.૪૯); પરધાંન (પૃ.૫૦); દરસંન (પૃ. ૫૧).

# નંદબત્રીસી

## ચોપૈ

શ્રી ગુણુપતને નામુ શીશ    આરાધૂ ઉમાયાપત ઈશ
શ્રી સારદા રહુ કર જોડ    પુરો માત માહારા મન કોડ ૧
શ્રી ધીગડમલ મોટો દેવ    સૂરનાયક આધે સહુ સેવ
બટુકનાથ મોટો માહારાજ    જેહ પ્રતાપ થકી રેહે લાજ ૨
નોધારાની વાહારે ચડે    વીકટ કામમા આવી અડે
તેહની કરુણા છે અત ઘણી    કહુ કથા નંદબત્રીસી તણી ૩
આદ્ય શક્તી તણો પરતાપ    અધીક વર દે આપોઆપ
બ્રામણ ભાટ ચારણ જે વરણ    કવીજન કેરા વંદુ ચરણ ૪
પ્રબંધ ચાહતુરી સૂખવીલાસ    કર જોડી કવી કેહે સામલદાસ ૫

## દુહો

પશ્ચીમ દશ નંદનનગર    નંદસેન રાજાન
રાજભાર અધીકા રખે    વૈરોચન પરધાન ૬
તે ગજા ઘણુ સાધવી    ભોજ સમો દાતાર
કોક સમાને રૂપ છે    અરજણનો અવતાર ૭
કામશાહાસ્ર જાણે ઘણુ    ચતુરશીરોમણી હોયે
હોસ રાગ નાટક વીખે    નહી સમોવડ કોયે ૮
મહાભક્ત મહારાજનો    કામ સમાને રુપ
અવીદ્યા એકે નહી    સીલ સમા તા ભુપ ૯
મગરપચારી મલપતો    તેહમા ઈશ્વરનુ તેજ
દાનદાયક લાયક ભનો    હરીહર ઉપર હેજ ૧૦
પ્રતાપવંત પરધાન છે    જે રાજ તણો સીર ભાર
વરણ અષ્ટાદશ સર્વ છે    દક્ષ ઘણા દાતાર ૧૧
નગર અતી રળીઆમણુ    જાણે ઉદયો ભાણુ
પંડીત આદ્ય પરજા સહુ    સકલ લોક સુજાણુ ૧૨

ઘેર ઘેર મંડપ દ્રાક્ષનાં . વારુ એલચીવંન
પાંન ફુલ વંન વાડીયાં અંનેક શોભા પે અંન ૧૩
કમલ ખીલાં સરોવર વીષે બોલે ચાત્રુક મોર
શરુયા શબ્દ સોહામણા મેનાં હંસ ચકોર ૧૪
રાંમરાજ સરીખડુ કોહોને નવ ગંજે કોયે
આંનંદઉછવ અની ઘણો ઘેર ઘેર મંગલ હોય ૧૫

ચોપૈ

એકે સમે પોતે રાજંન મહીપતીએ વીચારુ મન
તેહે સમે ગઈ છે મધરાત આલોચ કરે છે રુદયા સાથ ૧૬
બાધા ગાંમની ચરચા જોવુ માહારા મંનનો સંદેહે ખોઉ
નેક બદી કેહવી બોલાયે ન્યા અન્યા કેહેવો તોલાયે ૧૭
જોવુ પરજા સૂખી કે દુખી સુણુ વાત જોવુ બહુમુખી
જોવાકારણુ થયો તયાર ભીડા અંગ કવચ હથીઆર ૧૮
ખાંડુ ખેડુ કરમાં ધરી ચાલો રાજા વેગે કરી
આપ એકલો પંથે પલો ગઢમઢ જોઈને તે વલો ૧૯
ચઉટુ ચાવડી જોયો ચોક જોયાં ઘર મેડી ને ગોખ
મોહોલા કૂંચી શેરી પોલ જોઈ હાટ દુકાંની ઓલ ૨૦
જોયાં વ્યાપારીનાં હાટ જોઈ દશે દીશ વર વાટ
જોયુ ગાંમ પછે આવ્યો બાર દીઠુ સરોવર સુધ વાર ૨૧
તે વેલાં એક ધોબી ધુવે તેહને રાજા દ્રષ્ટે જુયે
કરે વીચાર નગરનો ધણી આ વેલા કૂણ ધોયા તણી ૨૨
ભુત પ્રેત કે વંતર હસે બોલાવતાં અલાપજ થસ્યે
શને શને તે પાસે ગયો એટલે ધોબી ધોતો રહ્યો ૨૩
સંઘાતે બોલા બે જણા ભય લાગા મન માંહે ઘણા
'કૂણ' કહી દીધો સાદ માહોમાહોમાં લાગો વાદ ૨૪
રાજાયે જાંણુ 'કો ધોબી મુયો જીવ અવગતે ભુત હુયો'
ધોબીએ જાંણ્યુ 'કો આવો પ્રેત કપટે કરે મુજ સાથે હેત' ૨૫

### દુહો

રાજા કેહે 'તુ કાણુ છે રે    આ વેલાં આ દીસ
બોલ સાચુ ઉતાવલો    નહી તો ખેદુ શીસ ૨૬
ભુત ભાગો બીહુ નહી    ડાહાકણુ કાહાડુ હૂર
શખસને રોલુ અમો    રે તુજને કરસુ ચૂર ૨૭
તારે પરીહટ બોલીયો    આંણી મનમાં તાપ
'કાહો ભાગો (?) બીતો નથી    મૂ છે ભુતાંનો બાપ' ૨૮
રાજા કેહે 'પરથમ કહુ    હુ તો માહારુ નાંમ
પછે તુ તાહારુ કેહે    તો થાયે આપરણુ કાંમ ૨૯

### છપૈ કવીત્ર

કરુ રંકને રાયે, રાયેને રંક કરીજે
માહારે વશ સહુ કોયે, કોયે વશ અમો ન રહીજે
અનમી એહ અહંકાર, સાર વાત દલમા દાખુ
પુત્ર મીત્ર સહુ જન, અન વસ લેખે રાખુ
મારણુ પાલણુ માની અમો, પણુ પરદેહ જીવ ઘાલુ નહિ
લખ જીવથી નીકલુ રે, તે એકલો આવો અહી ૩૦

### ચોપૈ

પરીહટે વીચરુ મન    'એ તો માહારો નંદરાજન
ચતુરશીરોમણુ એ છે રાયે    હુ પણુ એહની છુ પરજાયે ૩૧
એણે નામ સમસ્યા કહુ    લખણુ જોતામા મેં લહુ
હું પણુ માહારી રાખુ મામ    કહુ પટતરે માહારું નામ' ૩૨

### છપૈ

ધરે અંગ રાયે રંક, રંક રાજા શો દીસે,
શોભે શાહ સૂલતાન, માન પામે મન હીંસે
એક વશાનો જંન, ધરે કરુ લાખ વશાનો
જેહને જેહવુ કરમ, મરમ તેહને તેહ દશાનો

જેહે હાંકણુ જગતાં વીખે, અંગ સમારે તાહરુ
તેહને નીત અમે સંભારીયે રે, સમજ નામ તે માહારુ' ૩૩

ચોપૈ

માંહોમાંહે ઓલખાયા બેહે મન તણો ભાંગો સંદેહ
હરખ બેહુના મનમાં થયો રાજાની તે પાસે ગયો ૩૪
'કોહો આ વેલા સૂ છે કાજ એકલા કંમ આવા માહારાજ
નથી સાથી હાથી ઘોડલા નથી ભાથા પાયક જોડલા ૩૫
રુપ અનુપ સકોમલ જાત કાલ અંધારી માઝંમ રાત'
'સૂણુ પરીહટ' રાજા એમ કહે કહુ સંખેપે મનમાં લેહે ૩૬
નથગરચા જોવા આવીયો માટે સાહે નથી લાવીયો
મધ્યરાતે બેઠો તુ ધૂવે બીક મનમાં કોહીની નવ જુયે ૩૭
તેહ વાત સંભલાવો મુને તો સીરપાવો દેવુ હુ તુને.'
કેહે પરીહટ 'સાંભલજો રાયે સમજીને લેજો મનમાંહે ૩૮
કહુ સમસ્યા તે મન ધરો સુણી વાત ને પાછા ફરો ૩૯

છપૈ કવીત્ર

લીયો લંક લપેટ, ઠેઠ નહી શંમ હિ આપણુ
હરણુ શીત તે કાંમ, નાંમ નહી પ્રતી રાવણુ
હણ્યા કૂરવ જે વેર, પેર મંન જોય વીચારી
કાંમનીને મંન નેહે, દેહે શોભાં જે નારી
એક દંતધાવંનનાં બે કરો રે, તેહને નાંમે નાંમમાં
તેહ સમારણુ કારણે, હુ ઉભો છુ કાંમમાં' ૪૦

ચોપૈ

'દાઢે ન સમારે શા માટ અરધી રાત કમ આવ્યો છે ઘાટ
અચરત મુજને છે ઘણુ રાતે (દાઢી)બીક તાહારે કોહો તણુ.૪૧

## છપૈ કવીત્ર

'દો લોયણ ખટ ચરણ, વરણ તો શાંમશરીખો
ઘોર નાદ મુખ સાદ, વાદ પુરુખાંયે પરીખો
પુષ્પ પ્રેમલ નીશદીશ, શીર મોટુ સબ (?) અંગપે
મુખ કમલ કો જાત, ભાત અનેરી અંગપે
સૂઘડ નારીના સ્વેદનો, મોદ પ્રેમલ અતી અતી ઘણો
માટે આવો આ સમે, રે લો મુજને છે તેહે તણો' ૪૨

## ચોપૈ

રાજા મનમાં રીઝો ઘણુ પ્રેમ વચન સૂણ પરીહટ તણુ
'કોહો ભાઈ એહેવી તો નાર મે તે નવ દીઠી સંસાર ૪૩
જેહનો પ્રેમલ પટકૂલ પાસ દેખી ભમર ઉતરે આકાશ
એહેવી નાર રાણી કોહો તણી સંભલવાની ઇચ્છા ઘણી ૪૪
તેહ સંભલાવો માહારા વીર હૈઉ તો નવ ખંચે ધીર'
કેહે પરીહટ 'સાંભલ રે રાયે માહારે મૂખ તો નહી કેહેવાયે ૪૫
સતીની નંદા ન કરુ હુ આપ સ્ત્રી નંદે સ્ત્રીહત્યા પાપ
સમાસ્યા અમો કીજીયે એધાંણે ઓલખી લીજીયે' ૪૬

## છપૈ કવીત્ર

વરણ સહુથી રંક, અંક રાજાથી ઝાઝો
જાત શીરોમણી-શાંણુ, રાંણુ માંને જસ આઝો
તમને જીતે તેહ, તેહ તમ નવ જીત્યાયે
તેહે વચન તમને ન એણ(?) રંજીત હો રાયે
ભોગી તમ સમરથ તણો, આદ્ય અધિકાર અધીકે ઘણુ
પારજાતીક પ્રેમલ સમી, પદમની નારી ઘેર તેહ તણે ૪૭

## ચોપૈ

આપ ઘરનાં આવે કોયે કામ તેહનુ જેહ કેહવાયે નાંમ
રાંધાં અંનને જે કેહેવાયે તેહનુ નાંમ વીચારો રાયે ૪૮

એ બે મલી કર એક વીચાર મે કહી તે તેહેની ઘરનાર
પંખી ઊડે જેહેને જોર તે વાતનો એક લો અંકોર ૪૯
જેહને આધારે રેહે છે પ્રાંણ ચેત નાંમ રે ચતુરમુજાંણ
એ બે મલી કર એક જે પેર મે કહી તે સ્ત્રી તેહને ઘેર ૫૦
ચેતો રાજા સરવે લહુ પોખીયે વચન જે કહું
તેહેના મનનો લીધો પાર કરો પરીહટને તે જુહાર ૫૧
મન સમજ્યો અસ્ત્રીના નામમાં પાછો ફરી આવ્યો ગાંમમાં
થયો મંન રોમાંચીત અંગ તે રાંમા-શુ લાગો રંગ ૫૨
જે નરને નારી-સ નેહ તેહ તણો તો પરવશ દેહ
મોહો પાંમો મંન આકુલ થયો રાજમોહોલમાં રાજા ગયો ૫૩
નાવે નીંદ નવ ભાવે અન્ન વૃહે વ્યાકુલ થયુ છે મંન ૫૪

શ્લોક

દર્શનાત્ હરતે ચિત્તં સ્પર્શનાત્ હરતે બલં
સંજોગાત હરતે વીર્યં નારી પ્રત્યક્ષ રાક્ષસી ૫૫

ચોપૈ

પ્રીત પરનારી સાથે થઇ કીરત તો આગલથી ગઈ
કુલ તણી તો ગઈ છે લાજ ગયુ જે કરવુ ઘરકાજ ૫૬
ઈજત આબરૂ તેહેની ગઈ નાત સુરજાદ તે શાની રહી
પરીયાં સાતનુ નાંમ જ ગયુ સુખ શરીરનુ વેહતુ થયુ ૫૭
પ્રીત પરનારી-સૂ જેણે કરી રૂઠો દેવ તેહેને તો હરી ૫૮

છપૈ

કાંન સણી તબ કરોડ, લાખ મુલ નજરે દેખી
બોલી તબ હજાર, સાર શત પરખે પેખી
નજર ભઈ રસબસ, દસ મુલ તબ થે હોઈ
આલીંઘન તબ એક, છેક ચુંબન ઘટ જોઈ

સ્રીય ભાર પટંતરે, અમુલક કે દ્રાંમકી
ચાખી તબ ચીતથી ગઈ, નહી કોડીકા કાંમકી ૫૯

ચોપૈ

કાંન સૂણીનુ મુલ કરોડ માટે રાજા મન લાગી હોડ
દુખે પાપે વીતી જાંમની વીચાર કરો જોવુ કાંમની ૬૦
આપ હૈડે રચો પરપંચ સ્રી મલવાનો કીધો સંચ
પ્રાતુસકાલ ઉઠો નંદરાયે પુરી બેઠો સરવ સભાયે ૬૧
એટલે તાંહાં આવો પરધાંન ભરી સભામાં દીધાં માંન
કેહે રાજા 'કહુ તે કરો કછ દેશ માંહે પરવરો ૬૨
લો કર ટંકા લખ કરોડ લાવો ઘોડા રુડી જોડ
સ્વલ્પ સેન સોહાડો સાથ દ્રાંમ અનરગલ રાખો હાથ ૬૩
બીજી વાત ન કરસો વડી ઉઠો સીધ કરો આ ઘડી
જો મુજને ઉપજાવો સુખ એહે વાતનુ નવ ધરસો દુખ' ૬૪
કેહે સાંમદ 'સાંભલ રે રાજ સૂ ઘોડાનુ જરુરી કાજ
રીકતા તીથી વૃષ્ટી વતીપાત આજ જાતાં થાયે ઉતપાત ૬૫
કાલ પરમ અમો ચાલસૂ રુડા ઘોડા આંણી આલસૂ'
કેહે રાજા 'સાંભલ રે ભ્રાત માહારા મનની ન લહે વાત ૬૬
એહે વાતનો હુ કેડો લેવુ ન કરે કામ તો ડંડજ દેવુ
સભા મધ્ય જો જાયે વચંન તો હું શાંનો રાજન ૬૭
અવજોગ તે તો પરથમ મુને તાર પછી તો બેઠે તુને
હવડાં જાવુ ન કરે તહી તો આજ થકી પરધાંન જ નહી ૬૮
ચાકર તે જે પાલે કોલ માંણુસ તે જે પાલે બોલ
સ્રી તે જે પાલે પતીધરમ બ્રાહ્મણ તે પાલે ખટ કરમ ૬૯
પવીત્ર જે પાલે આચાર હરીજન તે જે ગાતા સાર
શુદ્ર તે જે દ્રીજપુજા કરે ભાટ તે જે હુકારો ભરે ૭૦
ખત્રી તે જે રણમાં પડે ગાયે બ્રાહ્મણ સ્રીની વારે ચડે
રાજા તે પરજા-પ્રતીપાલ સતવાદી જે ન બોલે આલ ૭૧

વણીક તે જે નહી આકરો    ગાંમ તે જેહમાં હોયે કરો
નદી તે જેહેમાં હોયે નીર    પ્રતાપ દેખાડે તે તો પીર ૭૨
નારી તે જે ચાલે નમી    વાત તે જે સહુને ગમી
પટેલ તે જે પ્રમાણે પંચ    જાંણુ પુરુખ તે જાંણે સંચ ૭૩
માહારો વછીર ખાસો છે તુ    જો આ વેલા કહુ છુ હુ'
કેહેપરધાંન 'સાંભલ પુરપતિ    રોસ ન ધરમો રાજા રતિ
જે રાજા બોલા તે હા    જે નીરધન બોલે તે ના ૭૪
જે પાસો પડે તે દાય    જે બોલુ પાલે તે સાહે
પંચ પ્રમાણુ કરે તે ન્યાય    આચારભ્રષ્ટ તે તો અન્યાયે ૭૫
જે મારે મરે તે ઘાય    જે નાડે જડે તે શાહ
ભુખો જે ગમે તે ખાય    બેહેકો જેહ ગમે તે ગાયે ૭૬
અચાલે થયુ તે થાયે    ઓશડ જેહ ગમે તે પાયે
જે પ્રથવી પાલે તે રાયે    પાંન કરાવે તે તો માયે ૭૭
મારે રાજા બોલા તે ખરુ    મુજથી તે કેમ જાયે પરુ'
વચન પરધાંન ચડાવુ શીશ    ઉઠો તે વેલાં તે દીશ ૭૮
સેન મોઠાહું પોતા તણુ    લીધૂ ધન અનરગલ ઘણુ
પરધાંન ચાલી કછે ગયો    અધીપતીને મન ઉલટ થયો ૭૯
અરુણુ અસ્ત પડી તવ રાત    રાયે વીચારુ રુદયા સાથ
બીજા કોહોને ન કહી વાંણુ    ચાલો આપ રુદેમાં જાંણુ ૮૦

લોક

કામાતુરાણાં ન ભયં ન લજ્જા    હ્યર્થાતુરાણાં ન ચ બંધુમિત્રં
ચિંતાતુરાણાં ન સુખં ન નિદ્રા    ક્ષુધાતુરાણાં ન બલં ન તેજઃ ૮૧

ચોપૈ

કો નર ને વલી કો નાર    જારને મંન તે શો વીચાર
ગુણકાને શાની લાજ    આલસૂને તે શાનુ કાજ ૮૨
સંગીને મન શાની નાત    વસનીને તે શાની જાત
અકરમીને તે ઉદમ કસૂ    સૂણને મન તે સાંનુ હસૂ ૮૩

સંતોખીને શાનું દુખ નીરધનને તે સાનુ સુખ
દાતાને મંન તે શાનુ ધન સૂગને તે શાનુ તંન ૮૪
કરપીને તે કીર્ત્ત કસી સતી સ્રીને શાની હસી
સ્રી વીના તે શાનો ભોગ સુધ ચીત વીના શે યોગ ૮૫
મગણ થયા તારે સૂ માન ખુધાવંતને શાનુ જ્ઞાન
દળદરીને ડહાપણ કસૂ પુત્ર નહી તો શાનુ વસૂ ૮૬
પીતા પાખી તે શાંના લાડ પગઠણ કરે તેહેમા શો પાડ
નાત નહી તો શાની રીત હેન નહીં તો શાની પ્રીત ૮૭
ગુણ નહી તારે શાનુ રુપ પરજા પીડે તે શાનો ભુપ
વીવેક નહી તો શાની વીદ્યાયે ચાલે નહી તો શાનો દાયે ૮૮
હગી જાણે તો સો સસાર ખગી વાતમાહે શાનો ખાર
શીખી વાત તે શાની નવી કવ કહે તે શાનો કવી ૮૯
નર પાખી શાનો નર ખુરુણા(?)પાખી તે શાનુ ઘર
કરમ વીના શો ઉદમ જેહે રત વીના તે શાનો મેહે ૯૦
માટે જારને ભયે નહી મન નીરભેથી ચાલો રાજંન
દરબાર પરધાન તણો જે ઠોર ગયો રાયે જતે એક પોહોર ૯૧
વજ્રમેહેલ છે લોહોના બાર તીહા આવી કીધો કરનો પ્રાહાર
ધીગ પ્રતીહારિ જાગીયો મન માહે બીવાને લાગીયો ૯૨
'કુણ છે રે ભાઈ મઝમ રાત જે હોયે તે આવ્યજે પરભાત
ખોટી થાયે તો લાગે વાર નહી ઉઘાડુ માહારુ બાર' ૯૩
તે સમે બોલ્યો નદરાજ મનમાહે ધરતો બ લાજ
'ઉઘાડ ભાઈ, હુ નદનરેસ પરધાન ઘેર કરવો પરવેશ ૯૪
ઘણુ જરુર અધૂરુ કામ માટે આવો છુ આ ઠામ
તુ ઉઘાડી ચરણે લાગ વરદાન જેહે ગમે તે માગ' ૯૫

દુહો

તાહારે બોલો ચોલીયો 'સાભલીયે રાજાન
બાર નહી ઉઘાડીયે મે વરતુ તાહારુ મન ૯૬

આ વેલા તસ્કર નીમન ગમવા જાયે જાગ
માટે જાયો પાછા ફરી ગખી પોતાનો ભાગ ૯૭
પરધાન ધેર માહારો નહી શ્રી ગાયે સૂ કામ
અગ્ધી રાતે એટલા તેહેનુ તે નૂ નામ' ૯૮

ચાપૈ

રાજા કેહે 'સો મન ધાર શીઘ્ર થઈ તુ બાર ઉઘાડ
જમ જમ ગણુ હુ ભાગ તમ તમ તુ લગાડે છે વાગ ૯૯
હવડા વાત કર તુ મેહેલ નહીતર ચીરાવુ એ મેહેલ
પરધાનના તો પ્રાણુજ લવુ ભારે દંડ દુખ તુજને દેવુ ૧૦૦
તારે તાહારૂ મુ છે જોર નગર વચે તે માહારો ચોર
જો રૂડુ ચીતવે ખાવનતણુ તો રાખો માન અમારૂ ઘણુ ૧૦૧
જો રાખો દોહોણી ને દુધ તો આણો દેહમા બુધ
તુ મનમા આણે છે ભેદ માહારે મન નથી કાઈ ખેદ ૧૦૨
મુરખ મીત વેરી નામ વણસાડીસ ખાવનનુ કામ
મનમા ડાહાપણ હોયે આજ ઉઘાડ સરને તાહારુ કાજ' ૧૦૩

દહો

કહે પ્રતીહાર 'રાજા સુણો બીહાવો નહી જાવુ
એક લાલચ બીજો વનો તેણે પરસન થાવુ ૧૦૪
નાજા એક જેહેને કબજ બીજો તસ્ તે રાયે
ત્રીજો રાજા ગરજ છે ચોથો ઓસીયાલ કહેવાયે' ૧૦૫
કુંડલ કાઢ્યા કાનથી જેહેનુ મુલ નવ ટકા કોડ
આપ્યા હાથ પ્રતીહારને એ અમુલખ જોડ ૧૦૬

ચાપૈ

દ્રવ દેખીને નારી ચલે દ્રવ દેખી સહુ લોભે ભલે
દ્રવ દેખીને કરે બહુ પ્રીત દ્રવ દેખી ચાલે સહુ રીત ૧૦૭

દ્રવે લાભ ને દ્રવે હાંણ દ્રવે આસ આસંક ને આંણ
દ્રવે જીવ જાયે ને રહે દ્રવે ઘેલાને ડાહો કહે ૧૦૮
દ્રવે કાયર દ્રવે સૂર દ્રવે મેલો ને દ્રવે નુર
દ્રવે ચોર ને દ્રવે સાહા દ્રવે રંક ને દ્રવે રાયે ૧૦૯
દ્રવે કરપી ને દ્રવે દાતાર દ્રવે ઉગાર ને દ્રવે માર
દ્રવથી શત્રુ દ્રવથી મીત્ર દ્રવ નીચ ને દ્રવ પવીત્ર ૧૧૦
કુંડલ જવ દીઠું પ્રતીહાર તવ તેણે ઉઘાડાં બાર
ગયો મોહોલમાં તે રાજંન દીઠું જેહવું ઇંદ્રાસંન ૧૧૧
જેહેવી રવીમંડલ ઉદોત જેહવી ચીંતામણની જ્યોત
દીઠું પાંજરું પોપટ તણું પંચરંગ પીલુ છે ઘણું ૧૧૨
તે હેઠે માંડો છે પાટ રાજા ચાલો આવો વાટ
હેઠી બેઠી છે કાંમની નહી ભુતલ એહવી ભાંમની ૧૧૩
ચંદ્રવદની મૃગનેણી વંક સીહાકાર કટીનો લંક
હંસગાંમની ગજગાંમની શરદની જેહેવી જાંમની ૧૧૪
જેહેવી પુષ્પલતાની વેલ જેહેવી વાડી મધે કેલ
જેહેવી ચંપક કેરી કલી જેહેવી વીદ્દુત નભમાં ભલી ૧૧૫
જેહેવી રત્નકમલ દીવડી સ્વય વીધાતા હાથે ઘડી ૧૧૬

## દુહો

ચપલ નેન અંબુજ જસૂ ચત્રુવાકની જોડ
કનક કલસ ઉર વીખે નહી એકે માંહ ખોડ ૧૧૭
કેલપત્ર પૃષ્ઠ સૂભ ઉદર તો પોયણ-પાંન
ગ્રીવા પોત-કપોત સી ઓપીત ઉજલ વાંન ૧૧૮
નખ શીખ શોભા નીરખતાં ચતુરા ચતુર સૂજાંણ
વૃહે વેધ રાજા હતો વાગુ મોહોનું બાંણ ૧૧૯
પાખાણુ લોહ થકી અગન અગન માંહિ જમ ઘ્રત
અનંગ વાધો બહુ અંગમાં થયો આકલો તરત ૧૨૦

ધરમ કરમ સરવ વીસરુ   થયુ કાંમવશ અંગ
બીજૂ કાંઈ સૂઝે નહી   રામા સૂ લાગો રંગ ૧૨૧
વીસરો ગુરુ વીસરો પ્રભુ   વીસરી લાજ કૂલનેમ
વીસરાં ઘર પુર મેડીયાં   પ્રેમદા સુ લાગો પ્રેમ ૧૨૨
આવો નીકટ તે નીરખતાં   ભયભીત કાંમ ઘનઘોર
દ્રષ્ટ ન ચુકે તે થકો   જેમ ચંદ્ર ચકોર ૧૨૩

ચોપૈ

પોપટ પદમની બેઠાં જાંહે   મોહોલે મહીપન આવો તાંહે
સમઝો પોપટ સમઝી નાર   ચતુર મલીને કરો વીચાર ૧૨૪
આવતાં માંહે વસ્તુ છે મંન   'કાંમ-આકલો એ રાજંન
ઈશ્વિર આપણી રાખે લાજ   તો સરે કૂલ કેરુ કાજ' ૧૨૫
પોપટ કહે 'ન ધરશો બીક   હુ દેઈશ રાજાને સીખ' ૧૨૬

દુહો

કેહે પોપટ 'ભલે આવીયા   પ્રથવીપત ભુપાલ
આનંદકંદ નંદરાયજી   પરજા તણા પ્રતીપાલ ૧૨૭
તમો તાત છો જગતના   પરધાંન તમારો પુત્ર
હુ જાંણુ છુ આવા તમો   નાહાલવા ને ઘરસૂત્ર ૧૨૮
પુત્ર નહી ઘેર તમ-તણો   હાજર એહેની નાર
તેહ છે તાહારે આસરે   તમ પુત્રીને ઠાર ૧૨૯
ખબર લેવી તમને ઘટે   એહ તમારાં તંન
પ્રજા પુત્ર તાહારાં સહુ   તુ મોટો રાજંન ૧૩૦
બાઇ આવી બેસો બારણે   એ આપણા છે રાજ
સાસરવાસો આપવો   આવ્યા છે તે કાજ ૧૩૧
આપણ એહનાં છોકરાં   એહે આપણો તાત
પીતા પાસ બેસો તમો   કહો મંનડાની વાત' ૧૩૨

નારી બોલાં આંણી ધીર 'સાંભલીયે સૂક માહારા વીર
હલુયા રહી બોલો આ દીશ ચડસે નંદ રાજાને રીસ ૧૩૩
હૂકમ સીર એહેનો લીજીયે પછે આપ ઉતર દીજીયે
એ છે ધરમ તણો અવતાર એ છે નોધારાનો આધાર ૧૩૪
એ છે ચૌદ વીદ્યા ગુણ જાંણ મોહોડે શાં કરીવાં વીખાંણ
માહા ચતુર છે માટે સાંખસે મુરખ તો મારી નાંખસે ૧૩૫
માટે છાંનો રેહે રે ભ્રાત ઝાઝી શાંને કરવી વાત
નીસાલગરણાં સરસતીને કશાં કંચન આગલ કેહેવાં કંસાં ૧૩૬
હનુમાંન આગલ શો થેકડો કરોડ આગલે શો એકડો
જાંણે ચૌદ તેહને સા ચાર સત આધાર આગલ શો ભાર ૧૩૭
પુત્ર આગલે બીજી સી પ્રીત વેર આગલે બીજાં સાં ગીત
શીવ આગલ બીજો શો દેવ બ્રંહ્મ આગલ બીજી સી સેવ ૧૩૮
રાંમ આગલ બીજુ સૂં નાંમ પુન્ય આગલે બીજું સૂ કાંમ
માત આગલ બીજુ સુ હેત સ્વાટીક આગલ બીજું સૂ સ્વેત ૧૩૯
એહને વશ વરતે સહુ લોક એ આગલ ડાહાપણ તે ફોક.' ૧૪૦

## દુહો

તારે પોપટ બોલીયો 'સાંભલ માહારી બેહેન
માબાપ આગલ છાજસે જહેવુ કરીસુ ચેહેન ૧૪૧
સંતાન અધીક અંના કરે મંન ન ધરે માબાપ
એહેવુ જાંણી હુ કહુ વેદ-પુરાંણે છાપ ૧૪૨

## ચોપે

જો વાડ થઈને ચીભડાં ગલે તો મોઘી વસ્ત કોહોને નવ મલે
જો ખલુ આતુ હોયે અંન તો જીવે નહી એકે જંન ૧૪૩
જો કલ્પતરુ કેરી ખાયે તો તેહનો ચોર કમ પેદા થાયે
મા મારે પય પીતાં બાલ જો સતવાદી બોલે આલ ૧૪૪
રાજા થઈને લુટી લેયે તો પરજા કોહો આગલ કેહે
રામ જપંતાં નરકે જસે તો કહુ તે કોહોનુ થસે ૧૪૫

બાપ કરે બેટી સૂ જાર એહ વાતનો કુણ પ્રીછે પાર
વાડાર થઈને આવે ધાડ તેમાં કેહેની કરીયે આડ ૧૪૬
મેહ વરસંતે પથર પડે તેહેનો વાંક કેહેને સીર ચડે
પતીને વીખ દે ઘરની નાર તેહ તણો કોણ પ્રીછે પાર ૧૪૭
પુંપહાર વલગે થઇ સાપ કૂણ જાલવે આપે આપ
અમૃત જાંણી આપણ પીજીયે વીખ થાયે તો દોષ કેહેને દીજીયે ૧૪૮
કુંડલ કરડી ખાયે કાંન કેહે આગલ જઈ કરીયે જાણ
ચંદણ જાણી ધરીયે અંગ આપ અગની થાયે તો પુન્ય પાપ ૧૪૯
મોટો જાંણી જઇએ કો સરણ ઘાત દે તો પામીજે મરણ
ઘર દીવાન જો ચાડી ખાયે તેહેનુ દુખ તે કાહા કેહેવાયે ૧૫૦
રક્ષનારો જો ચોરી કરે તો ભંડાર કેહી પેરે ભરે
ગરીબને દુખ દે કો લંડ તો રાજા તેહેને દે દંડ ૧૫૧
જો રાજા લુંટી લે આપ તો રાજા પરજા બેહુના પાપ'
પોપટ પદમની વાતો કરે રાજા નંદ હ્રુદેમા ધરે ૧૫૨
ને ભયભીત થઈ આવીયો કાંઈ જ્ઞાન રુદેમા લાવીયો
એકે વાતે ન સૂઝે ઘાટ પ્રથવીપત બેઠો જહી પાટ ૧૫૩
આન્વાગત ઘણુ દીધા માન હાજર કીધા ફોફલ પાન
બોલો સૂક 'સાભલ સુંદરી બોલ તાત-સૂ હેતે કરી ૧૫૪
પેટની પુત્રી કરી થાપસે મનમાગ્યુ અધીપત આપને
પસલી લાવા આપણે ઘેર કરો સજાઈ રુડી પેર ૧૫૫
ભ્રાત તાત ને સુસાલ આપણ ઉપર છે અધીકો વહાલ
એહે નોધારાનો આધાર એહેને સીર પ્રથવીનો ભાર ૧૫૬
બેગ બેહન ને તુ ભાણેજ તુજ ઉપર અદકુ છે હેજ' ૧૫૭

દુહો

નારી સુખ સામુ કરી મૂક નૂ કીધી વાત
'કદાચ કામાતુર હસે તો કરસે તાહારી ઘાત ૧૫૮

ચોપૈ

જોબંનનો જેહને હોયે મદ બીજો કાંમ-આકુલ તો અંધ
ત્રીજો તો ધનમદ જેહને ચોથો કેફ જેહની દેહને ૧૫૯
પંચમો અંધ જુવો આદરો છઠો અંધ જે કોપે ભરો
સાતમો અંધ ચાંપાંણો જેહ આઠમો અંધ વસનીનો દેહ ૧૬૦
એટલા મંન વીચાર ન કરે એહને છેડે તે નીશ્ચે મરે' ૧૬૧

દુહો

વચન આપ રુદે ધરૂ સુક કેહે 'સાંભલ વાત
કાંમ જોબંન મદ સૂ કરે એહ આપરણો તાત ૧૬૨
અગનાંન અબલા તુ સમી મે નવ દીઠી કોયે
કરુ વાત પટંતરે તે મંન પ્રીછી જોયે ૧૬૩

ચોપૈ

જો રાજા આવે કપટે કરી તો એહેને કુણ પુછે છે ફરી
ગાંમ પરધાંનને શીદ મોકલે આપે સીદ આવે એકલે ૧૬૪
એહ કરતાં સઘલુ છે સેહલ ખરે બપોરે લુટે મેહલ
પરધાંનને કારાગ્રહ રખે કુણ જોરાવર છે એ પખે ૧૬૫
હા ના બીજો કુણ કેહેનાર એહેને કુણ મેહેણ દેનાર
પણ એહેને માથે બલીયો ધરમ તેણે કરે કમ કૂડો કરમ ૧૬૬
અધીપતી કરે કુડુ કાંમ કમ વસે પછે તેહેનુ ગાંમ
મુકે નંદ પોતાનું સત તો પરજાની સી થાયે ગત ૧૬૭
ચુકે નંદરાજાનો દેહે તો વૃષ્ટી કરે કમ મેહે
ભુંડી દ્રષ્ટ જો તુજ સૂ અડે તો બાર વરસ અનાવૃષ્ટ પડે ૧૬૮
વણ-વાંકે રાજા દે દંડ તો તો ત્રુટી પડે બ્રંમંડ
જો નંદરાય ચડાવે આલ તો પ્રથવી જાયે પાતાલ ૧૬૯
રાયે મન તુજ વીભલ અડે તો દીગપાલ ડોલી હેઠા પડે
ગંગા જો દખણમાં જાંણ પશ્ચમ દશે ઉગે ભાંણ ૧૭૦

કદીય કોયક કાલે એ થાયે    પણ અધરમ ન ચાલે એને દોય
સાંભલ વાત કહુ જે હું    કાંને સાંભળ કામની તુ ૧૭૧
કોઈક પટંતરે કરો વીખાંણુ    તાંહાંથી થયું રાજાને જાંણુ
મુખ જોયાનું એહેને મંન    જમ જનક હુયે તનયાનું તંન ૧૭૨
આપણુ સહુને રાખવાને ભાર    પરધાંનને કાડો છે બાર
જોવા કારણ આવ્યા એહ    આપરણે હુયે વુઠો મેહે ૧૭૩
આલમૂને ઘેર આવ્યાં છે ગંગ    આપરણે હરખ રુઠેરો રંગ
દો માન સજાઈ પેર    ભલે પધારા 'આપરણે ઘેર' ૧૭૪
સૂભ વચન મૂકકેરુ લહુ    તાંહાંથી ગનાંન રાજાને થયુ
બેઠો આસન હેતે કરી    પાસે ઉભી છે સુંદરી ૧૭૫
માંનની કેહે 'સાંભલ માહારાજ    અમ સરણુ કાંઈ કહોને કાજ
દરસન રાય થયુ તાહારુ    પવીત્ર થયુ મંદીર માહારુ ૧૭૬
અમો આસરે છુ તમ તણે    અમને ચીંતવો હેતે ઘણે
એહેવુ કહી સજાઈ કરે    મંદીર માંહે આપે પરવરે ૧૭૭
કરવા માંડો ઉતમ પાક    રસોઈ બત્રીસા ચોસઠ સાક
ઉનાં તાજાં ખાટાં કાયરાં    મીઠાં મધૂરાં અતી સાયરાં ૧૭૮
કસ્તૂરી-લેપ કીધા છે શરીર    નાહાવા કારણ સુધ્ધ નીર
મરજંન કીધુ આપ નરેસ    મંદીર માંહે કીધો પરવેશ ૧૭૯
માંડી થાલ તે કંચન તણી    પ્રીસા પાક સાંમગરી ઘણી
જથા પેરે પામો ભોજંન    મન ઘણુ રીઝો રાજંન ૧૮૦
પ્રભાતવેલા થઈ જાહારે    સી સાંસુ જોયુ તાહારે
તારે સ્ત્રીયે વરતુ મંન    કાંઈક કામી છે રાજંન ૧૮૧
ત્રાંબા તો તોલડીથી પ્રીસો ભાત    રાતો રંગ દીધો તે સાથ
બીજે પ્રીસો રુપા થકી    દીધો રંગ પીલો વલતકી ૧૮૨
ત્રીજે કાડો સોનાની માટ    લીલો રંગ દીધો તે ઘાટ
ચોથો કાડો પીતલને સંગ    તાંહા કસૂંબા દીધો રંગ ૧૮૩

પ્રીસો પાંગ્રમો મૃતીકા, ઠાંમ    તે ઉપર દીધો રંગ શાંમ
જોયો ભાત પંચરંગી તણો    રાજા અચરત પાંમો ઘણો ૧૮૪
જુયા રંગ ને ખુબી અનુપ    તે જોઈ વીસમે પાંમો ભુપ
ભરે કોલીયો આંણીને વાદ    તેનો તે લાગે સુખ સ્વાદ ૧૮૫
ભરે કોલીયો રંગ વશેખ    સ્વાદ આવે તેનો તે એક
શાંમ સ્વેત કસૂંણી ખાયે    સુખમાં એકની એક મજાયે ૧૮૬
હાથમાં તાટ દીઠાનુ સૂખ    ટલી ગયુ જવ મેહેલૂ સુખ
દેખતાંમાં શોભા છે ઘણી    ખાધે એક મજા તે તણી. ૧૮૭
સ્રી સાંમુ જોઇને હમો    સ્રીને કાંઇક કપટ જ વશો
ધોલી ધેનનુ દોહ્‌ દુધ    પ્રીસુ પય કાલીનું બુધ ૧૮૮
કાબરી ગાય દોહી તે વાર    રાતીનુ પ્રીસુ તે ઠાર
ધેન તણા જુયા છે વરણ    દુધ તણો તો એક આચરણ ૧૮૯
વાટી સાકર ભુકો કરો    પાચે રંગે—(?) ધરો
જાંહાં જુયે તાહાં લાગે ગલૂ    મનનુ કારણ સરવે ટલૂ ૧૯૦
કાલી ધોલી ને ઉજલી    માડી મૃતકા કેરી માટલી
એક નદીનાં તેહેમાં નીર    એક સ્વાદ પામો શરીર ૧૯૧
સુભ શીખામણ દીધી એહ    મન તણો ભાગો સંદેહ
અરધૂ મંન પોપટથી ગલૂ    અરધ નારીના ગુણથી ટલૂ ૧૯૨
ઉઠો ભોજંન પુરુ કરી    આપા બીડા હાથે સુદરી
કાઢી અમુલ અંગુઠી એક    આપી પદમનીને કરી વિવેક ૧૯૩
મનમા નાણો બીજો મરમ    ગખો ઈશ્વરે બેનો ધરમ
કૂંઅરી પોતે મોઢે કીધ્ય    વીટી પસલી માંહે દીધ ૧૯૪
પ્રીત ધરીને પાછો વલો    પ્રતીહારને પ્રેમેથી મલો
'પ્રતીહાર બાર ઉઘાડ તાહારુ    પાછુ કૂંડલ આપો માહારુ' ૧૯૫

દુહો

કેહે પ્રતીહાર ' રાજા સૂણો    કાહાવો ચતુર સૂજાંણ
સઘલુ ડાહાપણુ તમ કને    પણ કહી તે વાત અજાંણ ૧૯૬

કદીય કોયક કાલે એ થાયે પણ અધરમ ન ચાલે એને દરોયે
સાંભલ વાત કહુ જે હું કાંને સાંભળ કામની તુ ૧૭૧
કોએક પટંતરે કરો વીખાંણુ તાંહાંથી થયું રાજાને જાંણુ
મુખ જોયાનું એહેને મંન જમ જનક જુયે તંનયાનું તંન ૧૭૨
આપણુ સહુનો રાખવાને ભાર પરધાંનને કાઢો છે બાર
જોવા કારણ આવ્યા એહ આપરણે દુધે વુઠો મેહે ૧૭૩
આલસૂને ઘેર આંવ્યાં છે ગંગ આપરણે હરખ રુડેરો રંગ
દો માન સજાઈ પેર ભલે પધારા આપરણે ઘેર' ૧૭૪
સૂભ વચન મૂક કેરુ લહુ તાંહાંથી ગનાંન રાજાને થયુ
બેઠો આસન હેતે કરી પાસે ઉભી છે સુંદરી ૧૭૫
*માંનની કેહે 'સાંભલ માહારાજ અમ સરખુ કાંઈ કહોને કાજ*
દરસન રાય થયુ તાહારુ પવીત્ર થયુ મંદીર માહારુ ૧૭૬
અમો આસરે છુ તમ તણે અમને ચીંતવો હેતે ઘણે
એહેવુ કહી સજાઈ કરે મંદીર માંહે આપે પરવરે ૧૭૭
કરવા માંડો ઉતમ પાક રસોઈ બત્રીસા ચોસઠ સાક
ઉનાં તાજાં ખાટાં કાયરાં મીઠાં મધૂરાં અતી સાયરાં ૧૭૮
કસ્તુરી-લેપ કીધા છે શરીર નાહાવા કારણ મુકૂ નીર
મરજંન કીધુ આપ નરેસ મંદીર માંહે કીધો પરવેશ ૧૭૯
માંડી થાલ તે કંચન તણી પ્રીસા પાક સાંમગરી ઘણી
જથા પેરે પામો ભોજંન મન ઘણુ રીઝો રાજંન ૧૮૦
પ્રભાતવેલા થઈ જાહારે સી સાંમુ જોયુ તાહારે
તારે ઓચે વરતુ મંન કાંઈક કામી છે રાજંન ૧૮૧
ત્રાંબા તો તોલડીથી પ્રીસો ભાત રાતો રંગ દીધો તે સાથ
બીજો પ્રીસો રુપા થકી દીધો રંગ પીલો વલતકી ૧૮૨
ત્રીજો કાઢો સોનાની માટ લીલો રંગ દીધો તે ઘાટ
ચોથો કાઢો પીતલને સંગ તાંહા કસૂંબા દીધો રંગ ૧૮૩

| | |
|---|---|
| પ્રીસો પાંચમો મૃતીકા ઠાંમ | તે ઉપર દીધો રંગ શાંમ |
| જોયો ભાત પંચરંગી તણો | રાજા અચરત પાંમો ઘણો ૧૮૪ |
| જુયા રંગ ને ખુબી અંનુપ | તે જોઈ વીસમે પાંમો ભુપ |
| ભરે કોલીયો આંણીને વાદ | તેનો તે લાગે મુખ સ્વાદ ૧૮૫ |
| ભરે કોલીયો રંગ વશેખ | સ્વાદ આવે તેનો તે એક |
| શાંમ, સ્વેત કસુંબી ખાયે | મુખમાં એકની એક મજાયે ૧૮૬ |
| 'હાથમાં તાટ દીઠાનુ સૂખ | ટલી ગયુ જવ મેહેલૂ મુખ |
| દેખતાંમાં શોભા છે ઘણી | ખાધે એક મજા' તે તણી. ૧૮૭ |
| સ્રી સાંમુ જોઇને હસો | સ્રીને કાંઇક કપટ જ વશો |
| ધોલી ધેનનુ દોહુ દુધ | પ્રીસુ પય કાલીનુ બુધ ૧૮૮ |
| કાબરી ગાય દોહી તે વાર | રાતીનુ પ્રીસુ તે ઠાર |
| ધેન તણા જુયા છે વરણુ | દુધ તણો તો એક આચરણુ ૧૮૯ |
| વાટી સાકર ભુકો કરો | પાંચે રંગે—(?) ધરો |
| જાંહાં જુયે તાહાં લાગે ગલૂ | મનનુ કારણુ સરવે ટલૂ ૧૯૦ |
| કાલી ધોલી ને ઉજલી | માંડી મૃતકા કેરી માટલી |
| એક નદીનાં તેહેમાં નીર | એક સ્વાદ પામો શરીર ૧૯૧ |
| સુભ શીખામણુ દીધી એહ | મન તણો ભાગો સંદેહ |
| અરધૂ મંન પોપટથી ગલૂ | અરધ નારીના ગુણથી ટલૂ ૧૯૨ |
| ઉઠો ભોજંન પુરુ કરી | આપાં બીડા હાથે સુંદરી |
| કાઢી અમુલ અંગુઠી એક | આપી પદમનીને કરી વિવેક ૧૯૩ |
| મનમાં નાંણો બીજો મરમ | રાખો ઈશ્વરે એનો ધરમ |
| કૂંઅરી પોતે મોઢ કીધ્ય | વીટી પસલી માંહે દીધ ૧૯૪ |
| પ્રીત ધરીને પાછો વલો | પ્રતીહારને પ્રેમેથી મલો |
| 'પ્રતીહાર બાર ઉઘાડ તાહારુ | પાછુ કૂંડલ આપો માહારુ' ૧૯૫ |

દુહો

| | |
|---|---|
| કેહે પ્રતીહાર 'રાજા સૂણો | કાહાવો ચતુર સૂજાંણુ |
| સઘલુ ડાહાપણુ તમ કને | પણુ કહી તે વાત અજાંણુ ૧૯૬ |

આપી કૂંડલ તમો ગયા  માહાશ મંદીર મોઝાર
પાછુ માગો પાછા વલે  એ કાંહાંનો વેહેવાર ૧૯૭
'જે કાંમે કૂંડલ આપીયુ  કરો'તો પુર પરવેશ
તે કાંમ કરા-વણુ હુ વલો  માટે તે પાછુ લેશ ૧૯૮

## ચોપૈ

કહે પ્રતીહાર 'સાંભલ રે રાયે  મુજ આગલ અંના નહી થાયે
વચન-ભૃષ્ટ થસો જે તમો  તો પાછુ કૂંડલ આપુ'અમો' ૧૯૯
વલી કહુ બીજુ દ્રષ્ટાંત  જે અધીપતીથી દો એકાંત
જારે પુરણુ તરખા થઈ  ઘાલો ઢોર તલાવે જઈ ૨૦૦
કો પીસે ને કો નહી પીયે  પણ સહુ કોનો પીયાયો લીયે
ધણુ હાકી ગોવાલો જાયે  કો ચરે કો તરણુ ન ખાયે ૨૦૧
તો શો વનચરનો તેહેમાં વાંક  લે ચરાઈ આઠે આંક
ગાંમ જમાડી રુડી પેર  કરે નોહોતરાં ઘેરે ઘેર ૨૦૨
કોહોને નવ લાગી હોય ભુખ  કોહોને તાવ કાહોને દેહ દુઃખ
કોયક લાભે ગાંમ પરવરે  તેહેમાં જમાડનારો સૂ કરે ૨૦૩
ખેતર સાંથવાને આપીયુ  ગુણવંત કરી તેહેનુ થાપીયુ
પડતર રાખ કે બમણું વાવ  પરઠા પરમાંણે માહારુ લાવ્ય ૨૦૪
રાખો ચાકર મનસા ધરી  દીધાં દાઘ (?) પોતાનો કરી
બેહેલ બેસાડી કે દે કાંમ  માસ થયે પુરો દે દાંમ ૨૦૫
પુત્રી પરણાવે પોતા તણી  પરઠણ પેરાંમણી આપે ઘણી
પછે રાંડે કે ભુખે મરે  વેવીસાલીયો તેહેમાં સૂ કરે ૨૦૬
ગુરુ ભણાવે આણી હેત  શીખવે શાહાસ્રના ભેદ સમેત
વીસરે કે વીદ્યા નવ ફલે  તો ગુરૂ ઉપર સૂ રીસે બલે ૨૦૭
કથા સંભલાવે કોડે કરી  ઓલખાવી દે આપે હરી
પાંહાંણ જેવુ પલળે નહી રદે  વાસ વાણી શીદ નંદી પદે ૨૦૮
એહેવાં કોડ હજારાં જેહ  રાજાજી કોહો તો કહુ તેહ
હુ સુ જાંણુ શે કાંમે ગયા  સરો અરથ કે અમથા રહા ૨૦૯

વ્યાપાર કરવા વ્યાપારી જાયે ખુહે પુજી કે લાભ જ થાયે
ધોરી તુરી લે તે દ્રવ અડે (?) ભાર વેહે કે ગલીયો પડે ૨૧૦
એહ વાતમાં હુ નહી જંમાંન હુ બેઠો રહુ માહારે કાંમ
બાર ઉઘાડી જાવા દેયુ તેટલા માટે કૂંડલ લેયુ ૨૧૧
કેરે અજારો બાંધવા મોટ થાયે ભમણા કે આવે ખોટ
રાખુ બાંહાર તારે સુ કરો તે વેલાં તો પાછા ફરો ૨૧૨
મે તો માહારો ધરમ મુકીયો કુંડલને લોભે ચુકીયો
તો કુંડલ કંમ આપુ જાયે જાયો ઘેર સમઝો મંન માયે ૨૧૩
સમઝો રાજા આવું વાહાલ કૂંડલ ઉપરે આપી શાલ
અરુણ ઉદે થયો જાહેરે મોહોલે મહીપત આવો તાહરે ૨૧૪
રાંજા પોપટ ત્રીજી નાર ચોથો એક જાણે પ્રતીહાર
બીજો કો નવ જાણે અંન એમ કરતાં થયા બહુ દન ૨૧૫

દુહો

પખ પાંચ પુરણ થઈ આવો વૈરોચન પરધાંન
લાવો ઘોડા અવનવા મહીપતે દીધાં માંન ૨૧૬
તોરી જોયા તરતીબ સુ હરખુ રાયનું મંન
પરધાંનજી મંદીર પરવરો હુકમ કરો રાજંન ૨૧૭
મલપંતો મોહોલે આવીયો પ્રતીહારે દીધાં માંન
કૂંડલ જે નવ ક્રોડના તે દીઠાં તેહેને કાંન ૨૧૮
દીઠી સાલ સવા લાખની ઓઢી પ્રતીહારે અંગ
પ્રલે થયો તે દેખતા પરધાંન ઘણુ મનભંગ ૨૧૯

ચોપૈ

'પાપી પ્રતીહાર સાંભલ રે તું બાર સોપી ગયો છું હું
કાંહાં રઝલો સૂ કીધાં કાંમ કમ મુકો તે તાહારો ઠામ ૨૨૦
જાચક કે તસકર તુ થયો લુણહરામ થઈને રહો'
તે પ્રતીહારે જોડા હાથ બોલો પોતાના સ્વામી સાથ ૨૨૧

'આસંનથી હેઠો ઉચો અડુ | તો તમ સાનીધે સુલી ચડુ
તસકર વીદા મે નવ કીધ | જાચીક થઈને દાંન ન લીધ ૨૨૨
માહારુ પ્રતીહારનુ કાંમ | જતા આવતાનુ પુછુ નાંમ
રંકને જાવા નવ દેયુ | ચાલ કૈહોની લેખે નવ લેયું ૨૨૩
જે પરતે નવ ચાલે તમો | તેહેને કમ વારી રાખુ અમો
જે હાથી હરા[યો] થાયે | તે કાચે તાંતણે કમ બંધાયે ૨૨૪
પીપલાની તે કેવી વાડ | છીલાછની (?) કહેવી, આડ
આંમે જેહ લખુ તે થાયે | મેહેલુ તે અમારુ જાય ૨૨૫
વાત કહુ તો ચુગલી કહેવાયુ | છાંનુ રાખે તરકટ પરહાયુ
મન માંહે વીચારો આંક | માર ગરજણ જો હોયે વાંક' ૨૨૬

દુહો

રાખી રીસ રુદયા વીખે | આવો મંદર માહે
પોપટ ને પ્રેમાં પદમની | વાટ જુયે છે તાંહાં ૨૨૭
વૈરોચનને નીરખીયો | કૈરતાંત શરીખો કાલ
રીસે ભમર અતી રાતડાં | મુખ દીઠુ વીકરાલ ૨૨૮
તે સમઝા પોપટ પદમની | પાગ નમાવુ શીસ
'કૂસલ કલાંણુ છે આપણે | તજો રુદેથી રીસ' ૨૨૯
કહે પોપટ 'અવીને નથી | રખે ધરો મન ભરમ
તાહરા પુન-પ્રતાપથી | ઈશ્વિરે રાખો છે ધરમ' ૨૩૦
કરો પરણુંમ તે પદમની | પ્રીત પતીની સાથ
એટલે વીટી નંદની | તે દીઠી જમણે હાથ ૨૩૧
અગનઝાલ અદકી હતી | ઉપરે રેડુ ગૃત
શલ ગંધક અગની મલો | ભડકો થઈ ઉઠો તરત ૨૩૨
ખાયે ન અંન પાંણી નહી | નહી નીદ્ર નહી લાગ
એકે વાત ન ઉકલે | પડો રુદયામાં દાગ ૨૩૩

## ચોપૈ

કહે પોપટ નાંમીને શીશ 'તજો રાજ રુદેથી રીસ
સમજો જ્ઞાન આણીને પેર નથી ખાંપણુ લાગુ તમ ઘેર ૨૩૪
તે વાતે પરતીગના કરુ મુ વાચા સત વાચા ધરુ
પરથમ જેહ હકીગત થઈ સૂક સ્રીયે માંડીને કહી ૨૩૫
ઈશ્વરે રાખુ છે આપ જુઠુ બોલે બ્રંમહત્યા પાપ
સમઝાવો રાજા બોહો રીત પુરાંણુ શાહાસ્ર તણી જે પ્રીત ૨૩૬
જારે આવો તે જનક જ થયો પસલી આપીને મંદીર ગયો
તે વાતે સુરજ સાખીયો સતી ધરમ ઈશ્વરે રાખીયો ૨૩૭
સાચા બોલ બોલુ તમ સાથ કોહો તો અગની ઘાલુ હાથ
સૂક અસ્રી કહ્યા બહુ ભેદ ખોટે મન ન મુકો ખેદ ૨૩૮
જમ જમ પેલો વાતો કરે તમ તમ રોસ અદકેરો ધરે
એહને મારુ કે હુ મરુ ભારે રીસ રદે કમ ધરુ ૨૩૯
'એહેને મારુ તો કોપે રાયે પરધાંનવટુ પોતાનુ જાયે
હલુયે હલુયે વેર લેઈસૂ દાયો રાજાને દેઈસૂ ૨૪૦
ગુણ કે અવગુણ ઓસાંકલ થાયે પીત્રી પંડ તારે તો સાહે'
એહવો મન માંહે રાખો ક્રોધ નવ માનો તેહેનો પ્રતિબોધ ૨૪૧
'હલા પોપટ મુરખ તુ મુઢ જુઠી વાત કરે છે ગુઢ
મુને કાડી મહેલો જે દંન તે દાડે વરતું મે મંન ૨૪૨
આપી કૂંડલ આવો રાત કાને સાભલી તાહારી વાત
કાંમે-આંધલા જેહેનાં ચેહેન દષ્ટ આવી નવ મુકે એન ૨૪૩
ભાઈ બાપની વાતો કરી મુજ આગલ કેહેવાની અરી
મુરખ સ્રી-જીતો હોયે નાહો તેહેના મોહો આગલ ગુણ ગાયો ૨૪૪
કોડી થાયે કુડી નવ થાયે મુરી થઈને બાલે કાયે
દખણી થઈને ઝાઝુ રુયે દેહ પાડીને જીવ જ ખુયે ૨૪૫
વલી સમ અદકેરા ખાયે મરણાંતે જુઠી નવ થાયે
ભાંમની-નેહ માંને ભરથાર તેહનુ નામ મોટો ગુમાર ૨૪૬

દોહા

પરતગના માંનુ નહી જે બોલો બહુ બાહ
જમ લીહી લોઢા ઉપરે જેમ પટકુલે ગાંઠ' ૨૪૭
અનેક ઉપાયે તેહેને કોહો પણ પથર ઉપર નીર
'ઈશ્વર આંણુ માંનુ નહી હેડુ ન ધરે ધીર ,૨૪૮
એહ પાંણી મગ નહી ચડે જો સો મણ બાલો કાઠ
હું ડાહો માંનુ નહી તે સ્રીચરીત્રના ઠાઠ ૨૪૯

ચોપૈ

સ્રીના સમ, વસનીની પ્રીત ઘુત સાચું, ભંગીની રીત
ઓરમાઆ હેત, ગુણકાની લાજ દુશ્મન હેત ને વેઠીયુ કાજ ૨૫૦
મદપાંની ડાહો, કાગ પવિત્ર વસીઅર અમૃત ને રાજા મીત્ર
સંદેશે ઉલગ, પાલક પુત સ્વરગ પાંમે ઉપાસે ભુત ૨૫૧
જારની મા પટલની હા નારીરત નાંએ (?) ફોકટ વા
એટલાં વાંના માંને જેહે તેહને મુરખ જાંણો દેહે' ૨૫૨
કેહે સુક 'એહે તો સાચુ કહુ દષ્ટ ભરીને મેં તો લહુ
સરવ સરખુ નથી તાંહાં કોચે કહુ પટંતરે તે તુ જોય ૨૫૩
એક શંખ નદીમાં પડો એક દખણાવંત સિર ચડો
એક તુંબી જે તરને સાથ બીજુ ભીખારીને હાથ ૨૫૪
એક પાખાણુ એ દેહેરે પુજાયે બીજો પરીહટ શલા થાયે
એક મણી કરોડાં કાંમ બીજો મણી તો દે દસ દાંમ ૨૫૫
એક અશ્વ અનોપમ દીઠ બીજો દદામો કૂટે પીઠ
એક નારી હોયે સંખણી બીજી પદમની ને ચીત્રણી ૨૫૬
એક બ્રાહ્મણુ તો ખેતી કરે બીજો વેદ ચારે ઉચ્ચરે
એક કાષ્ટ કેરડા તણુ બીજુ બાવના ચંદન તણુ ૨૫૭
એક જલ સરોવરન્તીર બીજુ ગંગા જલનાં નીર
એક મોતી કાચનું કેહેવાયે બીજુ મુગતાફલ લાખ સવાયે ૨૫૮

એક બંધવ દુરબલ હવાલ બીજો તો બેસે સુખપાલ
એક સુત્ર સંવારીયે શેર(?) બીજુ મોઘુ બેસે મેર (?) ૨૫૯
એક તીલ ઘાંણી પીલાયે બીજો શીવ સમીપે જાયે
એક ફુલ અમરત-ફુલ હારે બીજા પુર ખુર(?) કંટક-સાર ૨૬૦
હાબો, કર કુડો કેહેવાયે બીજા કરથી ભોજંન થાયે
એક પરથવી પર હવન જ હોયે બીજે ઠાંમ ન જાયે કોયે ૨૬૧
એક ધોરી સરકારે ઘેર એક કઠીયારાને ઘેર
એક વાંણુવટી બ્યાપાર બીજો શીર ઉપાડે ભાર ૨૬૨
નાગરવેલ તણુ એક પાંન બીજુ બદરી કેરુ રાંણુ
સુભ ફલ રુડુ તે સહકાર બીજુ કાચકી કહુ અપાર ૨૬૩
નાંમ એક છે પણ ગુણ ઘણાં એક રાજા બીજાં રંક જ તણાં ૨૬૪

## દુહો

કહે પરધાંન 'તુ સુ કહે પણ આ તલે નહી તેલ
માહારુ માંન માને નહી ગ્રીથા લવરી મેહેલ ૨૬૫
પડો દાઝ રુદયા વીખે તન ટલે આણી જાત
તમ અખર છઠી તણા જમ પટોલે ભાત ૨૬૬
પરહરી પોતે પદમની તે ગઈ પીતાને ઘેર
વરસ એક તો વહી ગયુ કોણે ન જાંણી પેર ૨૬૭
રાજા ભોલવાઇ ગયો વજ્રર તણે મન વેર
હાડવેરે ત્યેઃ વેધાયો રાખુ હૈડે ઝેર ૨૬૮
વરસ એક તો વહી ગયુ થયુ રાયને જાણુ
સુજ માટે એ પરણી મેહેલી પીહર પ્રમાંણુ ૨૬૯
પરસપેરે ઘણુ પ્રીછવો વૈરોચંન પરધાંન
હેત દેખાડે અતી ઘણુ દે ભરી સભામાં માંન ૨૭૦
પણ તેણે મંન માંનુ નહી તેડી નહી તે નાર
એક દીવસ નંદરાયજી કીધો મન વીચાર ૨૭૧

રાય પરધાંન બે નીકલા રમવાને શીકાર
સેન સાથે બીજુ નહી ઘેર નાંહોનો રાજકુમાર ૨૭૨
રમી શીકાર પાછા વલા નેનવતી જે ગાંમ
નેનસુખ વેહેપારીયો આવા બે તે ઠાંમ ૨૭૩
તે સસરો પરધાંનનો આવી લાગો પાયે
હેત ભાવ અદકા કરા બહુવીધ કરે પસાયે ૨૭૪
'ધન ધરતિ ધન ગાંમ એ ધન આવા રાજાંન
ધન ભાગ એ માહારુ ધન આવા પરધાંન' ૨૭૫
ઢાલા પાટ કંચન તણા વેરાં પુષ્પ ચોહો પાસ
કુમકુમ છડા દેવરાવીયા રંગા મોહોલ અવાસ ૨૭૬
તરીયા તોરણ બાંધીયા મોતી પુરા ચોક
દુધે ઉબર ધોઈયા અજુઆલા એમ ગોખ ૨૭૭
ચંદન કસ્તુરી અરઘજા મરદંન કરાં શરીર
ફુલેલ તેલ મરદન કરાં નાવણ કાજે નીર ૨૭૮
ભોજંન કીધાં ભાવતાં શાક પાક મેવા પકવાંન
સુખવાસ લવંગ ને એલચી બીડા બાસઠ પાંન ૨૭૯
બોજન કરીને ઉઠીયા ઢાલા ઢોલ એકાંત
ઢાલા પાસા સોગઠા ભાજવા મનની ભ્રાંત ૨૮૦
સસરો સેવા કાંમમાં ઉભો દીપક હાથ
રાયે પરધાંન તે ઠાંમ છે ચારે શોભીત સાથ ૨૮૧
રાયે પરધાંન ભીરુ થયા જોવા સરખી જાત
એક મેરાં નેનાવતી જોડ તેહેનો તાત ૨૮૨
લાગી ઝડ પાસા તણી સહુને મન છે ખેદ
પેહેલી વાત સસરે કરી ભાજવા મંનનો ભેદ ૨૮૩
'પોહોબાર પડે જેહેને કરે તે સત સાચો હોયે
ન પડે તે જુઠો જાંણુવો ખેદ ન કરસો કોયે' ૨૮૪

જામાત્ર કહે 'સાચા તમો નાંખો પાસા આ ઠાર
તમારુ કુલ છે' નીરમલૂ હવડાં પડસે પોહોબાર' ૨૮૫
(સસરો)–'ગંગોદક નીરમલ જસૂ જેહવુ પવીત્ર છે વાર
તેહેવુ કુલ હોયે માહારુ તો પડ પાસા પોબાર' ॥૧॥૨૮૬
(રાજા)–'હંસ ગયો સરવર વીખે દીઠુ અમૃત વાર
પીધા વણ પાછો વલો રે પડ પાસા પોહોબાર' ॥૨॥૨૮૭
(પ્રધાન)–'જે વાટે કેસરી ગયો અતી રજ તરણ અપાર
સૂકે ખડ તે સો વસા પડ પાસા પોહોબાર' ॥૩॥૨૮૮
(પદ્મિની)–'સીહ-મુછ ભોયંગ-મણી કરપી-ધન સતી નાર
પરહરે પ્રાણ પરહથ જસે પડ પાસા પોહોબાર' ॥૪॥૨૮૯

ચોપૈ

ત્રણ તણાં પડા પોહોબાર પરધાંન મંન કરો વીચાર
જોતામાં તે ઝાંખો થયો પણયેવુ (?) રહીને બોલ જ કહો ૨૯૦
'બીજી વાર નાંખે દા પડે તો માહારે મંન અચરત અહે'
લીધા પાસા સસરે હાથમાં નાખા સહુ દેખે સાથમાં ૨૯૧
(સસરો)–'અંબે અંબફલ ઉતરે કદલી કેળાં સાર
બરાસ ન છંડે વાસના રે પડ પાસા પોહોબાર' ॥૧॥૨૯૨
(રાજા)–'મહા પરતો જાંણે દેવનો ગયા પુંજણ તે ઠાર
દરશણ પણ સ્પરશણ નહી પડ પાસા પોહોબાર' ॥૨॥૨૯૩
(પ્રધાન)–'અમૂલ હી અમલી પીયે જુએ આંખ જો જાર
અગને ઘૃત ન ઉકલે તો પડ પાસા પોહોબાર' ॥૩॥૨૯૪
(પદ્મિની)–'તેજી તાજણ સેહે નહી સૂરો ન સહે માર
કવેણ સતી સેહે નહી રે પડ પાસા પોહોબાર' ૨૯૫

ચોપૈ

એહેવી વાત સંભલાવી કરણ પોહોબાર પડા નાંખા જણ ત્રણ
પાંણીથી પાતલો થઈ ગયો બલીયો થવાને બોલ જ કહો ૨૯૬

'ત્રીજી વાર પડે પોહોબાર તો રે અચરત એહ અપાર' ૨૯૭

દુહો

(સસરો)–'સીત સમાંને સુંદરી દીધી ધરમ વીચાર
સોવૃણ શાંમ લગે નહી રે પડ પાસા પોહોબાર' ॥૧॥૨૯૮
(રાજા)–'અમૃત પ્રીસૂ થાલમાં ફરવા અસ્રત આર .
દાખુ પણ ચાખુ નહી પડ પાસા પોહોબાર' ॥૨॥૨૯૯
(પ્રધાન)–'ઘીની આગલ પયે રેહે અગન રેહે જો ઠાર
ભુખા આગલ ભોજન રેહે તો પડ પાસા પોહોબાર' ॥૩॥૩૦૦
(પદ્મિની)–'ઈશ્વર બેલી સાચનો નોધારાં આધાર
રાખે સત સતી તણ, તો પડ પાસા પોહોબાર' ॥૪॥૩૦૧
પો પડા બાર ત્રણે જાહેરે વજીર હલુયો પડો તાહારે
ઓસીયાલો થઈને બોલીયો પરદો આપ મનનો ખોલીયો ૩૦૨
'કેહેવાયે છે તે વેદ જ ચાર ફરી નાંખો સહુયે પોહોબાર
ચોથું વચન કોહોથી નવ ફરે' સસરો વહૂ તેનું તો કરે ૩૦૩

દુહો

(સસરો)–'સંસારમાંહે સત વહુ પ્રીછે નહી કો પાર
તે સત હોયે જો મુજ ઘરે તો પડ પાસા પોબાર' ॥૧॥૩૦૪
(રાજા)–'અમુલક દીઠું અવનવુ લોભે ગઓ તે ઠાર
દીઠુ પણ લીધુ નહી પડ પાસા પોહોબાર' ॥૨॥૩૦૫
(પ્રધાન)–'બગ આગે મેડક રહે શીયહ આગે ઠાર(?)
હુંસ આગે મોતી રહે તો પડ પાસા પોબાર' ॥૩॥૩૦૬
(પદ્મિની)–'સત અસત ન આચરે સતી છીપે નહી જાર
સૂરજ સાથી તેહનો તો પડ પાસા પોહોબાર' ॥૪॥૩૦૭

ચોપૈ

પોહોબાર પડા ત્રણે જણ તણા ન પડા પ્રધાંને નાખા ઘણા
તે પરધાંન ઝંખો તે ઠાર તોહે મન માંહે રાખો ખાર ૩૦૮

શસ્ત્ર તણા ઘા રુઝે સહી ઘરૂણીના ઘા રુઝે નહી
રમતાં જમતાં વીતી રાત પેહે ફુટે થયો પરભાત ૩૦૯
નારી તેડાનો કરો વાયદો મન માંહિ રાખો કાયદો
રાખુ ઝેર તો તેણે ચીંત અશ્વ સજી બે ચાલ્યા પંથ ૩૧૦
માહા ભયાનક વનમાં જાયે નથી પાસ બીજો કો સાહે
આવા વાવડી કેરે તીર નીરમલ તે માંહે છે નીર ૩૧૧
પાસે ચાપાનુ છે ઝાડ ઉતરા છાંહો તલે ટાઆડ(?)
રત તો ઉષ્મકાલ તણી તરખા લાગે સહુને ઘણી ૩૧૨
રાજા પેઠો પીવાને નીર લખુ કવીત ભિતે તેની તીર ૩૧૩

## દુહો

'હણે વાઘ સહુ જંતને માંસઆહારી કેહેવાયે
મન વીસવાસ રાખો સહુ પણ આપ બચ્ચાં નવ ખાય' ૩૧૪
એમ લખિ પાછો વલો આવો જલથી બાર
પરધાંન જલ પીવો ગયો લખા અખર તે ઠાર ૩૧૫
વાંચા અખર બીજો ઘણુ 'એ સુ લખીયો આંક
આપદાહા થાય ઘણુ પરનો કાઢે વાંક' ૩૧૬
'ભુખાને મન ભાવ સો અણાથને શી આચ્ય
જાર મન શી દીકરી વિલસે માબેહેન સાથ' ૩૧૭
પાણી પી પાછો વલો લખા આંક પરધાંન
બીજી વાર પીવા ગયો રીઝીને રાજંન ૩૧૮
અખર વાચાં' પરધાંનના પોતે લખીયો લેખ
'સમઝી નાં'ણીસ ખરખરો દુખ ન ધરસો રેખ ૩૧૯
ગયંદ વસ અંકૂસને નારી વશ છે શરમ
અરણુવ વસ સુરજાદ છે તમ રાજને વસ ધરમ' ૩૨૦

## ચોપૈ

એહેવુ લખી આવો રાજંન જલ પીવા પેઠો પરધાંન
તે વાંચી ઉતર આપે લખો ક્રોધ અતીસે મનમાં રખો ૩૨૧

દુહો

'માહા તરસો જાયે તલાવમાં દેખે અમૃત તોયે
જોયે તરસ છીપે નહી પાછા વલે નહી કોયે' ૩૨૨

ચોપૈ

એહવુ લખી આવો પરધાંન દીધાં મહીપતે બહુ માંન
વાંચી અખર ચીતમાં ચીંત પાછુ લખીયુ એક કવીત્ત ૩૨૩

દુહો

'રતનજડીત્ર હોયે મોજડી પણ શીશ ન બાંધે નેટ
પાલી રુડી કનકની કોયે ન મારે પેટ' ૩૨૪

ચોપૈ

એહેવુ કરી બાહારે આવીયો ખાર રુદે અદકો લાવીયો
વલી રાયે લખુ એક મરમ આંણી હેત અદકેરુ પરમ ૩૨૫
તે વચંન પરધાંને વાંચીયુ અદકુ દુખ રદે સાંચીયુ
વલી લખુ આંણીને દુખ 'સૂ સુને ઉપજાવે સુખ ૩૨૬

દુહો

'હેતે સુ વીખ પીજીયે અમૃત કોયે ન ખાયે
પેટે પાલી મારીયે વેળા તેહેવી રખાયે' ૩૨૭
તે વાંચી રાજા લખે છેલો અખર આંક
'ડાહા ચીતમાં નવ ધરે જો માંહાં પડો હોયે વાંક ૩૨૮
મુરખ તો માંને નહી માંને ચતુર સુજાંણુ
સત ગયુ તેહનુ સબ ગયુ બોલે વેદ પુરાંણુ ૩૨૯
સત આધાર રહી મેદીની સત દીવાકર સુર
તે સત જેણે મુકીયુ તે ગયો વહંતે પુર ૩૩૦
રાખીયે પટંતરો પાંદડે તેહ જાંણે વહેવાર
તે પરદો ભાગી જસે તારે ભાગસે ભાર' ૩૩૧

તેહ વજીરે વાંચીયુ લખીયુ છેલુ ભેદ
'અજા સુ કરે બાપડુ સીંહ સુ રાખી ખેદ ૩૩૨
શીલ શત ડાહાપણુ ગયુ ગયુ મમતાને માંમ
સત પાંણી વેહતે ગયુ જારે પ્રગટુ કાંમ ૩૩૩
પુત્ર મીત્ર વાહાલુ નથી નહી દમડા ને દાંમ
પંડીત પરધાન વાહાલુ નહી જારે પ્રગટો કાંમ ૩૩૪
નાત જાતનો ભય નહી નહી ગોત્રજ ગુણ-ગાંમ
રાજા પરજાનો ભય નહી જારે પ્રગટો કાંમ ૩૩૫
અલખાંમણી આખી મેદીની અલખાંમણો ઇષ્ટ શીવ શાંમ
અલખાંમણો આપે આતમા જારે પ્રગટો કાંમ ૩૩૬
સુખ નહી સુતાં સેજડી અસુખ તો આઠે જાંમ
નવ ભોજન નીદ્રા નહી જારે પ્રગટો કાંમ ૩૩૭
ગમે ન ઘર પુર મેડીયા ગમે ન ધવલહર ધામ
ગમે ન વાત વીદ્યા તણી જારે પ્રગટો કાંમ' ૩૩૮

ચોપૈ

એહેવાં લખાં પરધાને વરત તેહે રાજાયે વાંચાં તરત
મોહોડે કો કોહોને નવ કહે લખી પટંતરે છાંનો રહે ૩૩૯
રાજા કેહે 'લખુ એક વાર જો મુરખ મુકે અહંકાર' ૩૪૦

દુહો

'કમલ નીત જલમાં રહે નેક ન લોપે નીર
કાંમ ન ભેદે તેહને જેહેનુ સુદ્ધ શરીર ૩૪૧
છભને ચીગટ નવ અડે સોને નાં અડે શામ
ગુણ અવગુણ નવ અડે ગાંનીને ન ભેદે કાંમ ૩૪૨
અગન બાલે સરવને પણ મંન બાલુ નવ જાયે
કામ તો જીતે સરવને પણ ગાંની નવ જીતાયે ૩૪૨ક
વહાલુ પાખંડ અજાણને હરીજંનને વહાલો રાંમ
ધરમી વાહાલો ધરમ છે કાંમીને વાહાલો કાંમ' ૩૪૩

## ચોપૈ

રાયે લખી આવ્યો બારણે    પ્રીત પરધાંન તણે કારણે
લખો પરધાંને એક જ બોલ    ઉતારવા રાજાનુ તોલ    ૩૪૪

## દુહો

'ઉમયા સીવ જીતો નહી    જીતો નહી શ્રી રાંમ
બ્રંમાદીક જીતો નહી રે    એહ અજીત છે કાંમ    ૩૪૫
જીતો નહી રવી ચંદ્રમા    જીતો નહી શીવ શાંભ
જીતો નહી શ્રી વ્યાસજી    એહ અજીત છે કાંમ    ૩૪૬
જીતો નહી માહા મુનીવરે    જીતો નહી કો લોક
હુ જીતુ કહે કાંમને    જે સહુ જાંણો ફોક    ૩૪૭
ભણવુ લખવુ કવી ચાતુરી    સહેલ વાત છે એહે
કાંમદહન મન-વશકરણુ    ગગન-ચડણ દુખ તેહે    ૩૪૮
મુરખ તે જીતુ કેહે    માને તેહેનાં પાપ
સહુને મન ભેદી રહો    એહ અજીત છે આપ    ૩૪૯
કો ડાહો થઈ બોલસે    રાખી પોતાનો ભાર
તેહેને લેજો ઓલખી    તે મુરખનો સરદાર    ૩૫૦
હવે અપર રખે લખો    ડાહા થઈને આપ'
પરધાન કહે 'માનુ અમો    તો બ્રહ્મહત્યાદીક પાપ'    ૩૫૧

## ચોપૈ

બેઠા બે જણ ઠાંમે ઠરી    હેત પ્રીત સુ વાતો કરી
મહીપત હેત દેખાડે ઘણા    બોધ ન માને પાપી તે તણા    ૩૫૨
કોડ વાર કહુ સુ કથી    કપટ રાજાને મન નથી
સુતો રાજા તેણે દીસ    પરધાનને બોલે મુકુ શીસ    ૩૫૩
ભરનીદ્રા થઈ જાહારે    વજીર વીચાર કરો તાહારે
અહરુપરુ અદકેરુ જોયે    મનુષ્ય નામ ન દીઠુ કોયે    ૩૫૪

પુરવ વૈર મનમાં ભાવીયુ ઝેર આંખ માંહે આવીયુ
કાઢી પાલી ને મંન ચલે વાઢી પાપીયે રાજાને ગલે ૩૫૫
દુષ્ટ પરધાંન તે થયો અજાંણ મારો રાજા ચતુર સુજાંણ
ઘાલો ઉંડો ભુમાં ધણી હત્યા તે મનમાં નવ ગણી ૩૫૬
ચાંપે બેઠો માલી ચડી દીઠુ કષ્ટે અચરત અડી
મનમાં તે થરથર ધ્રુજીયો સઘળી વાત સાચી સુજીયો ૩૫૭
આવો પરધાંન પોતે ગામમાં અતી ઉલટ ને આનંદમાં
પરથમ ઘેર રાજાને ગયો ખબર પુછીને સાચો થયો ૩૫૮
'સુતા કે બેઠા છે રાયે ગયા વાડીયે કે મોહોલા માહે
નીકલા એકઠા જુજુયા વલા પાંચ દીવસ થયાં નથી મલા' ૩૫૯
મેલી વરણ અઢારે લોક મહીપત વીયોગે પામા સોક
રાંણી પુત્ર બહુ દુખ જ ધરુ જેહે કરવુ ઘટે તે કરુ ૩૬૦
સહુને ચીતા વ્યાપી ઘણી આસા મુકી રાજા તણી
થયો વાટ જોતે એક માસ થયાં નીરાશ ને મુકી આસ ૩૬૧
કાંઈક શોક કરો મન તાજ્ય તે પુત્રને બેસારો રાજ
વજીર મોહોટો ને નાંહાનો રાય કારભાર એમ ચાલો જાયે ૩૬૨
આવો માલી પોતે ઘેર પોતે કહી નહી કોહોને પેર
'મોટા માણસની વાત નવ કરુ વણખુટે તે શાને મરુ' ૩૬૩
કોહોને વાત જણાવી નહી આપ રુદેમાંહે તે ગ્રહી
ચેતો પોપટ પોતાને મંન 'એ પાપીયે મારો રાજન ૩૬૪
સૂં કરુ જો કહુ જ ખાયુ નહી તો હવડા ચેનાવા જાયુ
અનેક પાપ બીજુ છે ઘણુ નહી કો લુણહરામી તણુ ૩૬૫
એહનુ કરુ ભોગવસે અહ એહ વાતમા તો નહી સંદેહ'
એમ કરતે સંવછર થયુ તાહા સુધી તો છાનુ રહુ ૩૬૬
છાનુ ન રહે દેહમાનુ દુખ છાનો ન રહે જે લાગી ભુખ
છાનો ન રહે નારીનો પ્રીત છાનો ન રહે જે ધરનો રીત ૩૬૭

છાંનુ ન રહે જે અમલ જ પીયે    છાંનુ ન રહે જે દાંન જ દીયે
છાંની ન રહે વાંસાની ખાજ    છાંની ન રહે ભીતરની દાજ્ય ૩૬૮
છાંની ન રહે કીરત કો તણી    છાંની ન રહે જે વીદ્યા ભણી
છાંનો ન રહે દાતા ઝુઝાર    છાંનો ન રહે રાગે ગાનાર ૩૬૯
છાંનો નવ રહે દેવાંસી દેહે    છાંનો ન રહે વરસો મેહે
છાંની ન રહે ખસખોઈ જેહ    ઉતમ મધમ કેરી તેહ ૩૭૦
છાંનુ ન રહે કોહોનુ આપ    છાંનુ ન રહે હડકાયુ પાપ ૩૭૧

દુહો

ચાંપાં લેઈ માલી ગયો    વજીર તણે તે ઘેર
'કમ તુ મોડો આવીયો'    પ્રહાર કરો બહુ પેર ૩૭૨
પ્રહાર કરો તે અતી ઘણો    ચડી ઘણેરી રીસ
'આજ થકી ચુકી જસો તો    તો ખેદીશ તાહારુ શીશ' ૩૭૩

ચોપૈ

આવ્યો ઘેર માલી વન તણો    વ્યાપો ક્રોધ રુદેમાં ઘણો
પેહેલી વાત થઈ જેટલી    કાંમની આગલ કહી તેટલી ૩૭૪
'એહ વજીર પાપી કેહેવાયે    મારો આપણો એણે રાયે
ચાંપે બેઠાં મેં તો લહુ    આટલે દાઢે તુજને કહુ' ૩૭૫
સ્રી કેહે 'રાજા પાસે જાયુ    એ વધાઈ આગલથી ખાયું
લેવરાવુ હવડાં એ વેર    સાંખી કમ રહુ આગુ ઝેર' ૩૭૬
તે માલીયે ઘસીયા હાથ    'સીદ કરો મે સ્રીનો સાથ
રાંક વરણુ ન જીરવે ધંન    ન જીરવે કાચી લંઘન અંન ૩૭૭
કાયરને મન ન રહે ધીર    મીની-ઉદરમાં ન રહે ખીર
પારો પેટ ન રહે ટુકડો    જેવો બેહેચરનો કુકડો ૩૭૮
વનીતા પેટમાં ન રહે વાત    શાહાસ્રે સાખ તેહેની સાખ્યાત'
માલીની વારી નવ રહી    એકાંત રાણી પાસે ગઈ ૩૭૯

કહો સરવ પેહેલો દષ્ટાંત ભાગી મન તણી તો ભ્રાંત
'ચપા હેઠે દાટો છે રાયે હજી અસ્ત પડાં તેહ માહે' ૩૮૦
તેહે રાંણીનુ માંનુ મંન તેડો પાસ પોતાનો તંન
સઘલી વાત સમઝાવો સૂત્ર સઘલી પેર પ્રીછો તે પુત્ર ૩૮૧
અંતકરણમાં આંણી રીસ પગની ઝાલ લાગી જઈ શીશ
તેડો વજીર આવો છે તાંહે 'કેહે રે રાજા માહારો કાંહે ૩૮૨
એમે વચન જુઠુ તું કરે એમે કાલ ખુટો તે મરે
નહી મુકૂ તુજને આ દીશ નીચ પાસ ખેદાવુ શીશ' ૩૮૩
તેહે પરધાંન નાંમુકરી ગયો કોડી થયે કૂડો નવ થયો
તેહેને સાથ તેડીને પલે ગયા ઝાડ ચાંપાને તલે ૩૮૪
દાટાં'તાં તે કાઢાં અસ્ત સાચી નીકલી સઘલી વસ્ત
નગરલોકે દીઠુ દષ્ટ સહુકો પાંમા મનમાં કષ્ટ ૩૮૫
નાંખાં અસ્ત ગંગાની તીર આવો કૂઅર તાહાં રણધીર
પરધાંન ને બાંધી આણીયો પીતા તણો ખુની જાંણીયો ૩૮૬
'સાચુ બોલ ઉભો અઘાટ રાજા તેં મારો શા માટ
આહામે મરનારો તો મરે જુઠી વાત તે શાહાંને કરે ૩૮૭
'સાંભલ રે રાજાના પુત્ર તુજ આગલ કહુ સાચો સૂત્ર
મુજને ઘોડા લેવા મોકલો માહારે મોહોલે આવો એકલો ૩૮૮
માહારી જુવતી સૂ રમીયો જાર તે માટે આવ્યો મુજ ખાર
નારી પોપટ ત્રીજે રાયે માહારે મોઢે નામુકરી જાયે ૩૮૯
તે તો વૈર હૈઇડે ધારીયો તાહારો પીતા તો મે મારીયો' ૩૯૦

દોહેરો

કહે કૂઅર 'પરધાંન સૂણ એહેવો નહી મુજ બાપ
પ્રીત દેખાડે તુ ખરી તો ખુન કરુ હું માપ' ૩૯૧
પોપટ આંણો પાંજરે થકી દીધી હત્યા ચાર
'કોહોનો પખ રાખીસ માં કેહે વારુ વહેવાર' ૩૯૨

સૂક કેહે 'મે પેહેલુ કહ્‌ુ પણ માંનુ નહી પરધાંન
મ કેહીયે એ ફરી ફરી એહેને હૃદે નહી સાન ૩૯૩

ચોપૈ

મહીપતે મંત્ર માંનની સૂ ધરુ એહેને કાઢી મેહેલ્યો તે ખરુ
કુડલ આપુ તે તો પ્રતીહાર આવો રાજા એ રાજદુવાર ૩૯૪
તાહાં મે તો કહ્યા પ્રતીબોધ નાણ્યો નંદરાજાયે ક્રોધ
સમઝ્યો મતવાદી મન માંહે ગલુ આપ અંતકણુ તાંહે ૩૯૫
આવુ જ્ઞાંન મનડામાં ગયો પસલીમા વીંટી આપી વલ્યો
ઘેર પરધાંન આવ્યો જ્યહરે સાચા ઇધાણુ દીઠા તાહારે ૩૯૬
મે તારે સમઝાવો મરમ ઈશ્વરે રાખ્યો છે ધરમ
એક મુરખ નવ માને ખરુ જેહેનુ મનડુ ઝેરે ભરુ ૩૯૭
દુરબલ પરોણે કૂણ રાધે ખીર કાબલીયે કૂણ ખાલે ચીર
એ તો સાચુ બોલ્યા અમો મન જાણો તે કરજો તમો' ૩૯૮

દુહો

કેહે વજીર 'મે મારીયો પોપટને અદકો પ્રહાર
તે માટે મુને મારવા આજ કાટે છે ખાર ૩૯૯
આજ હું સંકટમા પડો જે કરશો તે સહેસ
વણ-વાંકે જો મારસો તો વેર પરલોકે લેસ' ૪૦૦

ચોપૈ

કેહે કુઅર 'સાભલ રે તુ ખરા વીના નહી મારુ હું'
તેડી આણી પરધાનની નાર તેહને મન દીધી હત્યા ચાર ૪૦૧
'જો સાચુ બોલે વેહેવાર તો ઉગરે તાહારો ભરથાર' ૪૦૨

દુહો

'સતી મત જો ચુક્સે તો શેષ ધરે કમ ભાર
બ્રહ્માંડ બાધ્યૂ ત્રુટી પડે જે રહ્યુ છે સત-આધાર ૪૦૩

સતનો સુરજ્ય સાખીયો | સત બેઠી સહુ કોયે
સતી સત ચુકે નહી . | જો કુલ ઉજ્વલ હોયે 404
કોહો તો અગન ઉપાસીયે | કોહો તો શંધું ખીર
હસ્તી બાંધૂ કાચે તાંતણે | રાખુ હૈડે ધીર' 405

ચોપૈ

કહે પરધાંન 'જેહેને માથે પડે | તે વણ-પાગે મેરૂ ચડે
શંધે અંન અગનીમાં જાયે | તે સતી નહી સૂરી કેહેવાયે 406
જે કાચે તાંતણે બાધે ગજ | તે અસ્રીચરીત કેહેવાયે ધજ
માટે એ જુઠી છે નાર | ગમે તો વણ-વાંક માર' 407
મલી ખલક જોવાને ઘણી | સ્રી ચાલી તે સલીતા ભણી
વજીરને વનીતાયે કહુ | લાખ પ્રકારે તે નવ લહુ 408
'તું કમ માંને જે સાચી વાત | વીસ્વ સાભલે તમ કહે વાત
અગની વીના હુ બાલુ દેહે | જો તારો જાતો હોય સંદેહે' 409
પરધાંન કહે 'તારે તો સાચ | માંનુ વનીતા તાહારી વાચ'
રેત તણો કીધો અંબાર | સ્નાંન કરી બેઠી તે નાર 410
સકલ લોક કરે છે હાસ | અગની ઇધાણ નથી કાંઈ પાસ
સ્તુત કીધી શ્રી સૂરજ તણી | 'તુ નોધારા કેરો ધણી 411
તુ દીન તણો બંધુ કેહેવાયે | બુડતાંને બાહે તુ સાહે
ત્રીગુણ દેવ તમો છો આપ | જગત જસ પુરણ પરતાપ 412
લોક ચડાવે અદકૂ આલ | ઉતાર મુજ માથેથી ગાલ
જુઠી હઉ તો નીરમુખ મેહેલ | નહી તો સહુ સતીમાં ભેલ' 413
શામા સ્તુતી સૂરજની કરે | સકલ મેદની દ્રષ્ટે ભરે
અંત્રખ-થકી સૂરી નર જોયે | તેહેને દ્રષ્ટે ન દેખે કોયે 414
બ્રમા વીષ્ણુ રુદ્ર માહારાજ | મન ધરે કાંમની ને કાજ
ધગધગી નેત્ર થયા અગાર | માહા ભયાનક-ઉઠી ઝાલ 415
દીઠુ અચરત લોકે ઘણુ | ધ્રૂજુ અંગ વજીર જ તણુ

કાંમની કેહે 'સાંભલ રે કંથ હવે માનું છે તાહારુ ચીંત ૪૧૬
વલી અચરત્ત સંદેહે હોય તુ બોલ જે મન માંહે હોય'
તારે દુષ્ટ બોલો તે વાંણુ 'સાંભલ નારી તુહ અજાંણુ ૪૧૭
અગનીનુ ઉપાસંન હસે તાહારી કાયા પ્રલે થસે
એણે સાચુ નવ માંનુ હુ વણ-અગની દેહ બાલે તુ ૪૧૮
ખરુ માંનુ હુ તાહારું મંન જારે જીવે એહે રાજંન
સાચો જો પરમેશ્વર હસે તો રાજા ઉઠી બેઠો થસે ૪૧૯
સજીવન થાયે રાજાનો આંક બાધૂ ગાંમ જાંણે તમ વાંક
કૂડો હતો તે મારો અમો વણ-મોતે મારો છો તમો' ૪૨૦
દુષ્ટ તણી વાંણી મન ધરી નારી અગન થકી નીસરી
લાગી ઝાલ મનમાંહે ઘણી સ્તુત કીધી તાંહાં ધરતી તણી ૪૨૧
'તુજ સરખી ગરુઈ નહી કોયે હું તો તાહરે શરણે હોયે
સહુ કોનુ તું ખુદ ખમે ધરમી અધરમી સહુ તુજમાં શમે ૪૨૨
તમ થકી શષ્ટી-મંડાંણ પંચામાભુત તે તુ પરમાંણ
તુ બ્રંમા તુ વીષ્ણુ રુપ તુ શકતી ને શીવ સ્વરૂપ ૪૨૩
તનથી ઉત્પત પ્રલે તુજ માહે તુ નોધારાંની બે બાંહે
વગર-વાંકે ચડે છે આલ સતવાદી રાજાને શીર ગાલ ૪૨૪
સાખાત દેવાંસી દેહને માથે મેહેણુ લાગે તેહેને
શીતાને શીર મેહેણુ ચડું વગર-વાંકે સંકટ પડું ૪૨૫
એકે ન સૂઝો તેહેને લાગ દીધો વેહેર આપો તેં માગ
આ પાપી નવ મુકે કેડો આપો વેહેર તુજ માંહે તેડો ૪૨૬
નીકલંકને નવ તેડો આપ તુજ ઉપર થાયે તે તુજને પાપ
આ વેલાં તો તુ એક આહે દે વેહેર તો કામ જ થાયે' ૪૨૭
ધરતી થઈ ગઈ બે ભાગ નારી પાંમી રુડો લાગ
ઉતરે ધરતીમાં જેટલે કીતક એક થયુ તેટલે ૪૨૮

## દુહો

શેષનાગ પ્રથવીપતી તેણે વીચારુ આપ
'નીકલંક કલંક થઈ આવસે તો મારે સિર પાપ' ૪૨૯
અવધૂત થઈ આવીયો કારસુ કોયે સરુપ
કાંમનીનો કર ઝાલીયો વીસમે પામો ભુપ ૪૩૦
'મરે સા માટે માનની કેહે રે તાહારુ દુખ
જખ મારે આ લોક સહુ કમ પાંમે આ સૂખ' ૪૩૧
'વણ-વાંકે રાજા હણ્યો તે કમ જીવે આપ
કલંક ન ઉતરે માહારુ શમે નહી મુજ તાપ' ૪૩૨
કાંમની અવધૂત મેદની- આવાં ચંપા ઝાડ
કાઢો અસ્તનો કરકડો ગયો એકાંતે આડ ૪૩૩
અમ્રત અસ્ત અડાડીયુ સજીવન થયો તે રાય
જલ પી વાવેથી નીસરો અવધૂત અલોપી થાય ૪૩૪

## ચોપૈ

શેષનાગે શીખા કહી ધરતી તો મલીને રહી
જયે જયે શબદ થયો જેટલે રાજા મુખ બોલો તેટલે ૪૩૫
'શા માટે મલો સહુ સાથ વજીર તણા કમ બાંધા હાથ'
કૂઅર વાત માંડીને કહી ખરી ખબર રાજાને થઈ ૪૩૬
ગાજતે વાજતે આવા ઘેર પ્રીછો પરધાંનની સરવે પેર
સલી દેવા માંડો તેહે ઉગારો રાજાયે નેહે ૪૩૭
'એહ ગરીબનો શાંહાંનો વાંક પડો દાધ અખરનો આંક'
પરધાન પાગ લાગો તે ઘણો 'મેં અપરાધ કરો તમ તણો ૪૩૮
હવે મેલ માહારો તો ગયો' નીકલંક તે રાજા તો થયો
નીરમલ થઈ નારીની દેહ સહુને દુધે વુઠા મેહે ૪૩૯
જુગમાં વરતો જયજયકાર રાખો ઈશ્વિરે સહુનો ભાર
રખે કરો પરનારી-સંગ અલેખે દુખ પાંમે તે અંગ ૪૪૦

રાવણ દસ સીસ કીધાં તાજ્ય — ખોહું લંકા ઘરનું રાજ
સ્ત્રીથી ખાંપણ લાગ્યુ ચંદ્ર — સ્ત્રીથી સહસ્ત્ર ભગ પાંમો ઈંદ્ર ૪૪૧
સ્ત્રીથી કંચક સોયે શમા — સ્ત્રી થકી પાંડવ વંનમાં ભમા
સ્ત્રીથી દુખ પાંમા બહુ ઘણા — સ્ત્રીથી કૌરવ સરવે હણ્યા ૪૪૨
નારીને પાગે લાગીયે — દુર રહી મેહેનત માગીયે
સ્ત્રી આરાસૂર અંબા ધણી — તે સૂ પ્રીતી રાખીજે ઘણી ૪૪૩
પાંચ પદારથ તેથી ટલે — પાતીક પાંચ જનમનાં બલે
સ્ત્રીની કેડ તો નવ કીજીયે — સ્ત્રીનો અંત તો નવ લીજીયે ૪૪૪
રાજા સતવાદી માડ્યા સુખ — દ્રષ્ટે જોતો પાંમો એ દુખ
સત હતું તો આખર તરો — જસ જુગ બાધાંમાં વીસ્તરો ૪૪૫
કાંન સણ્યુ માંનો ના કોયે — ડાહા ચતુર તે જુગતે જોયે
દ્રષ્ટે જોયુ તે પરમાંણ — પ્રીછે પુડ તે નાંમ અજાંણ ૪૪૬

દુહો

નંદરાય તણી કથા — ડાહાપણ ચાતુરી ભેદ
શ્રોતા વગતા જન સહુ — ખોડ મ દેશો ખેદ ૪૪૭
શ્રીય નગર સોહામણુ — વેગનપૂર ગુણ-ધાંમ
શ્રી ગોડ માલવી વીપ્રસૂભ — સાંભલજી કહો નાંમ ૪૪૮
સૂત શ્રી વીરેસ્વર તણો — ખરી તેહની ખાત
પુરણ માતર પરગણે — વીખાંણુ થઈ છે વાત ૪૪૯
શીહુજ ગાંમ શીરોમણી — પુરભુમી પવીત્ર
વીરેસ્વરજી વીસ્વપતી — દેવાધીદેવ માહા મીત્ર ૪૫૦
નવે ખંડમાં નાંમ સૂભ — પરતખ પરતો આપ
તાંદુલનો મોદીક ચડે — પુરણ જસ પરતાપ ૪૫૧
ધાદ સાજે તીલંગથી (?) — વડો વીરેસર દેવ
સુર સનકાદીક આદ સહુ — સદા કરે છે સેવ ૪૫૨

કર્ણુંણી કરણુ સમો વસે — ભોજ સમો દાતાર
સકલ કલા ગુણુ ચાતુરી — લખણુ વીસ ને બાર ૪૫૩
અ – અઢાર (?) લેઉયાં માહે — જસ લાખીણી લાજ
કાયુજી કૂલ કલ્પવૃખ છે — નેહ કરે પર-કાજ ૪૫૪
વાસણુ-વંશે અંશપત — મનજી સૂત મેહેરાંણુ
રખીદાસ રાજસ વડો — બાધા વીશ્વ વીખાંણુ ૪૫૫
તેણે તેડુ મોકલૂ — તેડો સાંમલ કવીરાજ
પુરાંણુ કરાં પ્રીતે ઘણાં — શાહાસ અનુસારે આજ ૪૫૬
ઉપગાર કરો તેહેને અતી ઘણો — વસૂધા વસ ઘનઘાંન
ખાનપાંન સંપત સૂણી — મનસા સીધિ માંન ૪૫૭
સીહાસંનબત્રીસની — કથા કહી બત્રીસ
નંદ તણી વધતી કથા — કહી દીધી આસીસ ૪૫૮
સુંદર-સૂત શ્રી વીરજી — રહીજા-સૂત કલાંણુ
મનજી-સુત રખીદાસનું — માહારાજ રાજ મેહેરાંણુ ૪૫૯
કાયૂજી કેરા વંશને — સદાસરવદા સૂખ
દીર્ઘાયુ રાણા દસોંદને — ભટાં ભાગી ભૂખ ૪૬૦
સભ સૂત તે સૂરશંઘનો — ગુણસાગર ગુમાન
પસાય કરો તેહને પ્રીત-સૃ — તે રખીદાસ મેહેરાંણુ ૪૬૧
ગાય શીખે ને સાંભલે — મનનાં પોહોચે કોડ
સાંમલ કેહે સહુ બોલજો — જય જય શ્રીરણછોડ ૪૬૨

---

# કસ્તુરચંદની વારતા

## કવિ શામળભટ કૃત સિંહાસનબત્રીશીની ૨૩ મી વાર્તા

( કહેનાર પૂતળી સંકટહરણા )

છપય

શ્રી ગુરુ વંદું ચર્ણું શરણુ રહું શુભ રીત્યેં
બ્રહ્મા વીશ્નું નેં ઇશ દેશપત્ય પુજું પ્રીતેં
શ્રીપત ગુણુપત્ય સત્ય મનથી માન જ માગું
આદ્ય શક્ત ઉમયા આય પાય લક્ષ્મીનેં લાગું
કવિ લક્ષધા કોટિધા મયા કરો માગું મતિ
સાંમલ કહેં સિધ પાંમીઇં જો સાર કરેં મા સરસ્વતિ ૧

દુહા

અન્નપૂર્ણા તું ઈશ્વરી આદ્ય શક્તિ અનુપ
શેષ શારદા સ્તુતિ કરેં ભમે બોલતા ભુપ ૨
શ્રી શારદા સુખદેયણી બુધી બોધ ગુણ દેય
મત્ય આપે તું માવડી નિરમલ વાણી નેહ ૩

ચોપઈ

શ્રી ગરુજીના વંદુ ચરણુ આરાધું શ્રી અસરણશર્ણું
રામકથારસ પરમ પવિત્ર વર્ણવું એહવું વિક્રમચરીત્ર ૪
તે સાંભલતાં પાતિક જાય નરનારિ સહુ પાવન થાય
ચાલે ચાતુરી રુડી રીત્ય પરમારથ-ઉપર બહુ પ્રીત્ય ૫
અનેક ભાત્યના બીજા ભેદ પવિત્ર જાંણો પાંચમો વેદ
માહરાજાધીરાજ રાજસ્વરૂપ ભોજરાજ ભડ ભારે ભુપ ૬
અલખત્યની નહી એકે તુન્ય માઘ સરીખા મોટા મુન્ય
મોટા મહીપત્યનાં શુભ માંન કાલીદાસ સરીખા પરધાંન ૭

અગમનીગમ લક્ષણ જે લહે　ભુત ભવીસ્ય વર્ત્તમાંન જ કહે
દેવરૂપ દાતા દરસન　પોતે કાલી છે પરસન　૮
પાંચ સે પંડિત નવ સેં વ્યાસ　તેર સે જ્યોતિક પ્રીત્યે પાસ
દેશ દેશ ને ગામોગામ　આવે ગુણીજન ઠાંમે ઠાંમ　૯
નવી વાત તણી દેં શાખ　સહજ વાતમાં આપે લાખ
ભંડાર-થકી જો પાછા ફરે　તો હુકમ લાખ અઢીનો કરે　૧૦
એહવાં કરે નિત્ય નીતમ કાંમ　બમણભોજ ધરાવ્યું નામ　૧૧

છપય

દીવ્ય દેવાંસી દેહ મેહ જેહેવો ગ્યરૂઓ દાંને
કરણ સમો દાતાર સાર સાયર મહિપત્ય માંને
સસીવત નીરમલ નાંમ કાંમ હરીચંદરા શત્ય
પુરણ રવીપ્રતાપ આપ બલરાઉ પ્રણીપત્ય
જોડ જુધીષ્ટર સરીખડો લાયક લક્ષણમાં લહે
ભોજ ભલો ભડ ભુપતિ સામલજી કવિ કહે　૧૨

ચોપઈ

કોટિ લોક આવે નીત્ય કવી　લાવે વાતો નીત્ય નવનવી
ખરી વાત તણો જે ખોજ　ભરતખંડમાં ભારે ભોજ　૧૩
લાવ્યો એક સિંહાસન વડું　રત્ન અમુલક હીરે જડયું　૧૪

છપય

એક સમે કૈલાસવાસ દેવાધિદેવા
બ્રમા વીસ્નુ ને ઇંદ્ર ચંદ્ર સુરજ કરે સેવા
વિશ્વકર્મા લાવ્યો ભેટ ઠેઠ બેઠો જિહાં જોગી
સ્રષ્ટી સરજણહાર ભાર સકલ ગુંણભોગી
સહેલ સરગ સોભા જિહાં એહવું આસન આપ્યું અતિ
રાજરાજેશ્વર રાજીયા આદ્ય પુરુષ ઉમયાપતિ　૧૫

કોયક સંભવકાલ ઈન્દ્ર કૈલાસે આવ્યો
પાત્ર ચિંતામણી-માંહે પુજા લાખેણી લાવ્યો
અતિ વિધ્ય પુજ્યા ઇશ શીસ નમાવ્યું ચરણે
અનેક પધ્યતી પાઠ સાખ્ય સંભલાવી કરણે
સહસ વરસ સહેજે ગયાં વચન થીર કરી થાપીયુ
પ્રસન્ન શ્રી પરિબ્રહ્મ થયા અતિ શુભ આસન આપીયુ ૧૬
સુરપત્ય આવ્યો ધેર્ય પેરથી વેદના વાંચ્યો
શીવપુંજનપરતાપ આપ એ આસન પાંમ્યો
આપવંશમાં અંસ અંશપત્ય હુઓ ઉજેણે
સકલ કલા ગુણ સંચ પંચદંડ જીત્યા તેણે
દુખભંજન દાવે કરો સોભ્યો સકલ સુરસાથમાં
મઘવા રીજ્યો મહીપત્ય-પરે હેતે સીહાસન હાથમાં ૧૭
મહીપત રીઝું મન પુણ્ય પુજન પરમાંણું
નગર ઉજેણી-માહે તિહાં એ આસન આણ્યુ
અતિસે માલ અમુલ્ય કોટીધા રત્ન કરાવ્યાં
બત્રીસ પુતલી પત્ર છત્ર પંચદંડ ધરાવ્યાં
આઉખ-સુધી અલખત કરી સ્વર્ગસુખ સહેજે થયુ
અધિપત્ય ઇદ્રલોકે ગયો આસન અવનીમાં રહ્યુ ૧૮
કોયક કાલે ભોજ વધ્યો વિક્રમને વંશે
દેવરૂપી દાતાર અધીક પ્રતાપિક અંશે
રાંમ-સરીખા રાજ કરે એ રીત્યે
કરસન્તણી ચરચાએ પ્રજા પાલે બહુ પ્રીતે
કોયક ભાગ્ય અનુસાર ભુપત્ય સુખ મન ભાવિયો
ભુપત્ય કાહાડયુ ભોમ્યથી અધિપત્ય આસન લાવીયો ૧૯
એક વીપ્ર સોનાર મીત્ર બે બાલે વેશે
ગરથ કમાવા કાંમ ગાંમ ગયા પરદેશે

સોની સાથે રત્ન વતન મોકલીયા પ્રમે
મુકરી ગયો સોનાર કરી મન કુડે કર્મે
દેવ આવ્યો તે દેશમા રદ બદલ શદે થયા
ન્યા ચુકાવા નરપત્ય કને ગુણ જાણી તે બે ગયા ૨૦
જુઠે દીધી સાખ્ય રાય વીપ્રનું રુઠો
કાહાડયો વીપ્ર વીદેશ યોગ કરીને જુઠો
ધડ પાછલ ગોવાલ વચન ન્યાય વાતે દીધા
સોની દીધો દંડ રતન બ્રામણને દીધા
પ્રધાને કહ્યુ પરતરે ભોજે જુગતે જાણીયુ
ભોમી ખોદાવી ભોજ નૃપ ભલા સીહાસન આણીયુ ૨૧

## ચોપાઈ

| | |
|---|---|
| સમહુરત રાજાઇ સોધીયુ | પ્રીત્ય કરી આસન પુજીયુ |
| ચતુર પરઠે છે જમણો ચર્ણ | ગેબી શબ્દ સાભળીયો કર્ણ ૨૨ |
| મ કટહરણા છે જેહનું નામ | બોલી પુતલી તેણે ઠામ |
| 'ભોજ મ કર્ય' સિંહાસન ભાર | વીક્રમ સરીખો નહી દાતાર ૨૩ |
| કોટી કામ પરમારથ કરે | તે આસન ઉપર પગ ધરે |
| બાકી બીજો કરે સ લેગ | પ્રાણ તજે કે વ્યાપે રોગ ૨૪ |
| સત્યવાદી જાણ્યા છો તમ્યો | આગલથી ચેતાવુ અમ્યો' |
| કહે ભોજ 'તે કહેવો રાય | વાચો વીક્રમનો મહીમાય ૨૫ |
| તેણે કેહવું પાક્રમ કર્યું ? | દુખ પારકુ કેહવુ હર્યુ ? |
| કેહવો વાસ ને કેહવા લોક ? | કેઈ પરે સમાવ્યો શોક ?' ૨૬ |
| મ કટહરણા કહે સુણ ભોજ | ખરી વાત તણો જે ખોજ ૨૭ |

## છપ્પય

માલવમુખ્ય ઉજેણ તેણે તીરથ કહે વાણી
ગ ગ સમાને ક્ષીપ્ર પવીત્ર જલ પુરણ પાણી

બોલેં બાવન વીર સીધ ચોરાસી ચાલેં
ચોસઠ જોગણી-સાથ માત હરસીધી માહાલે
કાલેશ્વર મહાજતિ જ્યોતિલિંગ વસેં જિહાં
રાજ કરેં વીક્રમ વડો મેઘ માગ્યા વરસેં તિહાં ૨૮

ચોપઈ

સીધવડ મોટો ગંભીર ચેટક ચોરાસી તે તીર
રેહેં વાસ દેંસહ જે રીધ્ય વાસ વસેં નરપત્યનેં નીધ્ય ૨૯
જીત્યો જાંણે વડડ્થ વીર રાખ્યું નામ અનમીનું નીર
સ્વર્ગ પાતાલ સુધી પરવરેં લઘુલાઘવી વીદ્યા કરેં ૩૦
પરકાયા જાંણે પરવેસ દુખ ન વ્યાપે તેહનેં દેસ
નારાયણનું સુહઢં નુર હરસીધ હાજર રહેં હજુર ૩૧
ઇદ્રપુરી જેહવી એ અંક લક્ષણ જોતેં બીજી લંક
વરણ અઢાર વસેં જે વાસ વસંત બાધે બારે માસ ૩૨

છપય

આવસત એક લાખ સાખ્ય સહસ દેં સારી
અગ્નીહોત્ર અયુત અયુત અજાચક ભારી
સવા લક્ષ તો સાસ્ત્ર વાંણી વખાંણેં વેદેં
સાડ સહસ્ત્ર સુજાણ ભખેં ભારથ ઘણું ભેદેં
જોતિક જાંણ પુરાંણ અતિલાયક છેં લક્ષણ દસેં
અતિસુખ આદરભાવથી વીસ લક્ષ વીપ્ર જ વસેં ૩૩

ચોપઇ

નિરમલ સદ્ માંનવનાં મન અધિપત્ય પુરેં સહુનેં અન
કરમ અનુસારેં તે પુરેં લોક નહી કોહનેં વ્યાધી ને શોક ૩૪
વણીક્તણી સી કહું વીવેક એકત્થકી તો અધીકા એક
કેટલાક વાંહણવટી છે દેશ કે વ્યાપારી નગરનીવેશ ૩૫
સત્ય-ધર્મની વોહોરેં વાત લાક્ષ ન લેં બ્રાંમણ નેં ભાટ ૩૬

છપય

સહસ્ત્ર કોટીધજ પાંચ જે ઘર લક્ષ્મી વાસે
સદાવ્રતની સાક્ષ અધિપત્ય તવ અતિ આસે
લક્ષણવંતા લક્ષ સાત વણજ કરંતા વાદે
સહસપતી સહુ લોક આવ અકંચન આદે
નવકોડ નાંણાવટી નાંણુ પરખે નાંણીયા
સાહુકાર લખ્ય સત્તર કહું વણજ કરે તે વાંણીયા ૩૭

ચોપાઇ

ખેડુજનને રુડો લાગ રાજા પામે દસમો ભાગ
અગ્યાર લક્ષ એહવાં હલ ફરે કરખી-કરમ કોટ ધં કરે ૩૮
મહીપત્ય માંગણ કરે જે ઠાઠ બાર સહસ્ત્ર બુધસાગર ભાટ
ચૌદ સહસ્ત્ર ચારણ ચાતુરી અકલવંત અતિ આતુરી ૩૯
ચારસેં ચકલાં ચોરાસી વાટ સાત સત તંબોલી હાટ
બસેં બાર દરવાજા કોટ બાર્ણું બારી અધકી ઓટ ૪૦
પરા પંચાણું પુરૂં હોય સંખ્યા પાર ન પામે કોય
અધકી સોભા સમરીધ્ય ઘણી એહવો આપ ઉજેણી-ધણી ૪૧
લસકર-સંખ્યા એતિ લહું કહે કવી સંખેપે કહું ૪૨

છપય

હેંડોલે ગજ એક લાખ હુંસેથી હોડે ચાલે
ધજા નેજા નવ રંગ સંગ મદ ઝરતા માહાલે
પાખર પનર સહસ્ત્ર વીસ પર વાજાં વાજે
સાઠ સહસ્ત્ર પુરુષ સુર ઘણા ભારખાંનાં ગાજે
સાથી સતર સહસ્ત્ર પર વળી લાહાર બીજી ઘણી
હલમલતા એ હાથીયા તરતીબ એ સેન વીક્રમ-તણી ૪૩
અશ્વ લાખ અઢાર અબલખ અતિ અરાડી
વીસ લક્ષ વેડાંગ ઉપર સુર પરાઢી

સુલતાન કછી કેકાણ ઘણા ઘણુ મોલે ઘોડા
ગંગાજલ ગંભીર નીર નીરવાણે જોડા
જર પાખર ઝવેર જડયા વાક વેડાગ વખાણીઈ
કવી સામલ કરી કલ્પના લખ્ય પાયઠ પરમાણીઇ ૪૪
પાચ સહસ્ર પરધાન દાન દેવેં જે દાયક
સતર સહસ્ર રણસુર પુર-લખ્યણ ગુણ-લાયક
સામંત સોલ હજાર રાઉ એક અયુત ભણીજે
બાર સહસ બલવંત ઘણા ગુણવંત ગણીજે
દુણા દસ હજારથી દીવાન ડાહ્યા દાખીઇ
વીજીર વીસ હજાર વીધ ભડ ભુપતી વીક્રમ ભાખીઇ ૪૫
અપછરા અપરંપાર નાટક-ચેટક વીધવીધ્ય
ખામ ખેલ રંગરેલ મેલ રાજસ-ગુણ રીધ્ય રીધ્ય
જાચક કરે ઝકોલ લે મોહો-માગ્યા માગણ
ચાઉરી ચારણ ભાટ ઠાઠ અહરનીશ આગણ
સુખસાગર અરણવ-અકલ આનંદ-કંદ અતિ ઘણો
રામરાજ સરીખડું સામલ કહે સુખ વીક્રમ તણું ૪૬

ચોપઇ

સુડામા સુઠી હોઇ જિમ કરે વખાણ કવિતા તો તિમ
ભરતખંડ-તણો એ ભુપ રાજતેજ રઢીયાલુ રુપ ૪૭
દેસ પરદેસી દુખીયા જેહ આવિ દુખ રાયને કહે તેહ
ભુપતિ ભાગે તેહની ભુખ કરે સહજ વાતમા સુખ ૪૮
ત્રંબાવતી નગરી ગુણગામ નિરમલ ચ્યાર તેહના છે નામ
કનકાવતિ ને રુપાવતિ ત્રીજુ નામ તે ત્રંબાવતી ૪૯
ખંભાવતી ચોથુ એ નામ આદ્ય ભોમી દેવસ્થલ-ઠામ
મહિસાગરના ભારે ભરણ અનેક તીરથના આભર્ણ ૫૦
કોટિધજ અલખત છે અતી લેખા વીના ઝાઝા લખપતી
વાહણવટી વારુ વ્યાપાર અલખત બીજી અપરપાર ૫૧

વીદેશ-થકિ આવે બહુ વાંહણ અતિસે શોભા ઉદયો ભાણ
કવલચંદસા નગરને શેઠ ડાહ્યો સપુત એક હતો પેટ ૫૨
હીરાવતી ઘેર નારિ સતિ પતિવ્રતા ધર્મ નીત્યે પાલતી
ઘણા પુન્યના ઉગ્યા સુત્ર પામ્યા પદ્મની પ્રેમે પુત્ર ૫૩
બત્રીસલક્ષણ ચતુર સુજાંણ ભારે રુપ ભલપણને ભાણ
કુંકુલોલ સરખી છે કાય લક્ષણ ગુણ-કેરો તે રાય ૫૪
સાહવટ-ન્યાવટ-કેરુ નુર પુન્ય-પ્રતાપ-તણો એ પુર
જાણું કો દેવાની દેહ નારાયણ ઉપર છે નેહ ૫૫

છપય

ચૌદ વિદ્યા ગુંણ જાણ પ્રમાણ તે પચે કીધો
બત્રીસ લખ્ખણ બુધ પ્રેમરસ પ્રીતે પીધો
અતિ કોમલ અગ રગ શુભ રુડી વાતે
બીડી બાહે ક બરાસ ખાસ ખરી ખુબી કરે ખાત્યે
કલા બહોતરી બુધ્ય લહે ચાતુર ચીત ચાહે ઘણું
કુલદીપક કુલતારણ કસ્તુર નામ તે તન-તણું ૫૬

ચોપઈ

તાત તણે ઘેર અલખત ઘણી સી તરતીબ કહુ તે તણી
દેવસબ્દ સભલાવે સાદ વાજે ભુગલ ગેબી નાદ ૫૭
છપન કોડ ટંકા ઘેર રોક વશવરતી નગરના સહુ લોક
દેશવિદેશ હુંડાનો ઘણી આવે ઉપજ બદરતણી ૫૮

છપય

વાણોતર સે વીસ પાચ સત પારખ જાણું
પરમુલક પરદેશ વિવધ વેપાર વખાણુ
હાથી ઘોડા ગરથ ઘણો તે ઘેર ગાજે
છપન ઉપર નાદ ભુગલ ગેબી વાજે
વાહણ વિદેશ વસે ઘણા દેશ દેશ કોઠી કરે
દીસે શેઠ દેશાવરી વણજ કોટી એહવા કરે ૫૯

નાવેં ડાપણુ કીધ નાવે વિદ્યા ભણંતે
નાવે કરતે કુડ નાવે ગુણુ ગાંણુ ગણંતે
નાવેં ગયેં વિદેશ નાવેં વેઠે દેહ દુખેં
નાવેં ઉપાડયેં ભાર નાવેં તજ્યેં સુખ ભુખેં
નાવેં પ્રાક્રમ પરશેવ નાવેં લાભ લંચા થકી
સાંમલ કહે લક્ષ્મી લહેંર એ આવે કર્મ સંચા-થકી ૬૦
તેડી કહી ન જાઇ ઘણું ઘણું મેંનત માગેં
ચિતમાં એહનેં ચાહ પ્રણીપત્ય પાએ લાગેં
કોસેર કરેં નવ રહેં નવિ જાઇ વાવરતાં દાઢિ
દેઈઇ ઘણેરી ગાલ ન જાઇ હાકિ કાઢી
આસ કરો રખે એહની માણીસ મમતા મરમની
શાંમલ કહેં લક્ષ્મીલહેંર કબુલ રેખજ કર્મની ૬૧

ચોપઇ

લીલા લક્ષ્મી તેહનેં લહેંર ઘણીક દોલત બાંધી ઘેંર
કોડ પ્રકારેં છેં કલોલ સુતનેં વરસ થયાં છેં સોલ ૬૨
આવેં જિહાં જીહાં વીહવાની વાત ખોલા પાથરેં મા ને તાત
ઘણુક શ્રીફલ આવેં ઘેંર પુત્ર ન કરેં પરણ્યાની પેંર્ય ૬૩
સો પચાસ ઠેકાંણે ઠામ નામ અક્ષર કહેં નિજ ભાંમ
પીતા કહેં 'તું કહેં જેહને પુત્ર પરણાવું હુ તેહનેં' ૬૪
પુત્ર કહેં 'સાંભલ રેં તાત નહી કરુ વિવાની વાત
નારિ જાત્ય નિચ બુધ્ય ઘણી સંગત્ય નહી કરુ તેહ-તણી ૬૫

છપય

એક નમેંરી નાર્ય ભરથારને ભોલવેં ભાવેં
એક જુવતી કરેં જાર ખાર રાખેં દિલ દાવેં
એક વિનીતા દે વીખ દુખ દાવાનલ દાઝેં
એક કરેં અન્ય ભોગ જોગ ડરથી ઘર ભાજેં
સુંદર નારિ સલક્ષણી તારણુ તરણુ બાહેં બલે
સાંમલ કહેં સંસારમાં મહેંલા ભાગ્ય-થકી મલેં ૬૬

ચોપઈ

મનમાંની મલે જો નાર સફલ પુરુષન્તણો અવતાર
વચન પોતાનું પ્રીતેં પલેં એહવી માનની કીહાંથી મલેં ? ૬૭
શાંમા મલેં જો એહવી રીત્ય તો હું તેહનેં પરણું પ્રીત્ય'
તન-પ્રતેં બોલ્યો તે તાત 'સાંભલ્ય રે સુત માહરી વાત ૬૮
આગલથી કિમ કાંમ્યની કલેં જો આ પ્રેમદા પ્રીતેં પલેં
પુરુષપારખું તેહેં કર્યું તાહરા દિલમાં રુડું વર્યું ૬૯

છપય

આધિં અસાડેં મેહ તાહરેં તો વિશ્વ વખાંણેં
પાછલ પાડેં દુકાલ તેહ કુણ જગતેં જાંણેં
મોતિ મુઘાં અમુલ્ય વેહ પાડતાં ભાજેં
કરસણ હોય કઝાર પછેં ભેલાડેં ભાજેં
ગરભ ગોધ્યો નેં લાભ સુત વણ વડેરો જાંણિઈ
સાંમલ કહેં કહું તે કરો નવ નીપનાં કોઠ વખાંણીઇ ૭૦

ચોપઇ

આગળથી કુંણ કન્યા કલેં જે સતિ થઈ સ્વાંમિ-સ્યું બલેં
કુંવર તે વાતે કરો વનીતા એક રુડી જોઇનેં વરો ૭૧
પુત્ર કહેં 'સાંભલ રેં તાત કહું એક વીનીતાની વાત
લખું ઘાહો એક જાંણિ મન કહું અરથ તેહનો નહી અન્ય ૭૨
તે ઘાહો જે પુરો કરેં તે વનીતા મુઝ-સાથેં વરેં'
એહ વાત સહુને દિલ વસી અજર એહમાં કરવી કસી ૭૩
પંડયો ભોખલો ડાહ્યો ઘણો કલગોર પોતાના ઘર-તણો
દેશ દેશ વિદેશેં ફરો લખું ઘાહો તે પુરણ કરો ૭૪

દુહા

કર ડાબામાં કાંમિની સંગ બેઠા રહેં સુંણ
જિમ કિરણ દિનકરતણી રાખી સકેં તે કુણ? ૭૫

છપય

રણુમાં ઝુઝણુ જાવ વાઘ-સું બાથે વલગેં
હસ્તિ-દંતુસલ હાથ કરી લેં અલવ અલગેં
ચડેં મેર ગીર-માંહ સીહ જઈ સાહીનેં બેસેં
મણીધર-મણી મરોડ હોડેં અરણુવમાં પેસેં
અગમનીગમ લખ્ખણુ લહેં ત્રોહો વેલા તનથી તકેં
સાંમલ કહેં બોધિ જુયો નારિ રાખી નર કો ન સકેં ૭૬

ચોપઈ

લખ્યુ આપ હાથેં જે પત્ર સુપ્યુ બ્રાહ્મણુ-હાથે તત્ર
માંન દેઈ તેહનેં મોકલ્યો ખરો ડાહ્યો પંડ્યો ખોખલો ૭૭
પ્રથમ પશ્ચમ જોયેં દેશ જિહાં નારિ નવજોવન વેશ
પનઘટ જેનેં ઉભો રહ્યો ઘાહો કાંમની-આગલ કહ્યો ૭૮
કોય સાખ્ય પુરી નવિ કરેં બ્રાંમણુ બાધેં ભમતો ફરેં
લોલણી કઠીયાંણી સર્વ જુઇ નારિ આંણિનેં ગર્વ ૭૯
મહેંરાંણુ સુધી પરખીયા નારિ નેહ ધરી નીરખીયા
જોયો ઉતરપંથ અનંત જોઈ કાંમીની કરમજવંત ૮૦
જગનાથ કેદારેં કોડ જોઈ જુવતી જુગતેં જોડ
કોથી ઘાહો પુરો નવી થાય જોતો જાતો બ્રામણુ જાય ૮૧
જોયા પુરવના વાસીઇ કાંમીની જોઈ જઈ કાસીઈ
અંતરવેદ જોયો છેં અતિ માંનની જિહાં નિરમલ-મતી ૮૨
શ્વેતબંધ રામેશ્વર નાંમ જોઈ કાંમીની ઠાંમોઠાંમ
જાગ્ય જાગ્યની જુગતેં જોય પુરો ઘાહો કરેં નહી કોય ૮૩
પાછો ફરીનેં પંથે પડ્યો પોતાના પુર-સનમુખ વલ્યો
ગંધવતી ગાંધારું ગાંમ આવ્યો ખોખલો તેણેં ઠાંમ ૮૪
જોતો'તો મારગની વાટ બેઠો એક વણીકનેં હાટ
ઘડી એકબેં સુખીયો થયો તે વણીકનેં બોલ જ કહ્યો ૮૫

'ત્રંબાવતી રહી કેટલે'? જાવું જરૂર જ તેટલે'
તારે' વણીકે' નમાવ્યું સીસ 'રહ્યા કોસ હવે' તો વીસ' ૮૬
તાહરે' વીપ્રે' મુંકયો નીશ્વાસ 'અરે દૈવ ન પોહોતિ આસ
ફોગટ દેશવિદેશે' ફર્યો એકે' અરથ માહરો નવિ સર્યો ૮૭
અરે પ્રભુ સી કરીઇ પેં'ર? નીરાશ થૈ જાવું છે' ઘેં'ર'
ઈમ હાથ બે' કરમે' અઠયાં નયણે તેહને' આંસું વહ્યાં ૮૮
હાટ વણીક તે સાહમું જોય 'ઘેર જાતાં સ્યા માટે' રોય? ૮૯

છપય

મંદિર જાતાં રોય જે મારગમાં લુંટયો
મંદિર જાતાં રોય જેહ-પર રાજા રુઠો
મંદિર જાતાં રોય જેહ ઘર નાર કુ-નારી
મંદિર જાતાં રોય જે સીર રણુ બહુ ભારી
મંદિર જાતાં રોય જે નર હોઇ કલક્ષણા
કહે સાંમલ મંદિર જાતા સુખ પાંમે' તે સલખ્ખણા ૯૦

દુહા

વીપ્ર કહે' 'સુંણુ વાંણિયા ત્રંબાવતી શું'ણુ ગાંમ
દંત-કુવલનો દિકરો કસ્તુરચંદ શુભ નાંમ ૯૧
ખેં'લ સવાપાસેરની કસ્તુરી નિત્ય ઘોલ
પનર ચરુ પાણિ ભરે' અહરનિશ કરે' અંઘોલ ૯૨
તેણે' હાથ ઘાહો લખ્યો કરે પુરો જે પેં'ચ'
તેહને' પરણે' પ્રીત-સ્યુ રાખે પોતાને' ઘેં'ર ૯૩
કાગલ લેઇ હુ નીસર્યો દેશ નીહાલ્યા ચાર
એહ ઘાહો પુરણ કરે તે નવિ નીરખી નાર ૯૪
છેક નીરાશ થૈ રહ્યો સાચું' કહું છું આજ
માહું લાગે' મંદિર જતાં કાંય સર્યું' નહી કાજ' ૯૫

વણીક-પુત્રી વરસ તેરની બેઠી મંદિર-માંહ
તેણીઈ કાંને સાંભલ્યું તરુણી બોલી ત્યાંહ ૯૬
'જોઉં તે કાગલ કિહાં? શ્યો લખીયો છેં ઘાહો?
પુરો કરું હું પ્રીત-સ્યુ મંદિર મલપતા જાયો ૯૭
પરણા-ઉપર પ્રીત નહી નહી ધન દેખીને ધીર
કહેંસ્યેં કોય મલી નહી નર ઉતારું નીર ૯૮
કહેંજ્યો જઈ કસ્તુરને પરણ્ય ગમેં તો નાર
પુરો ઘાહો તારો કરું ઉતારું અહંકાર ૯૯
સંગ લીઇ સુખેં ફરો છેક ધરીનેં છાક
મનઅંકુસ કુલહાથીયો રાખેં આપોઆપ' ૧૦૦
રુખી રીઝયો રુદયા-વિખેં તિલક કંકુનું કિધ
ગોલ પાંન તે વિંચીયાં શ્રીફલ સાહામું લીધ ૧૦૧
વીહવા કિધો વેગેં કરી પ્રીત ઘણેરી પેર
તરતીખેં આવ્યો ત્રંબાવતી ઘણા હેતથી ઘેંર ૧૦૨

દેશ ફર્યો તે દુખ કહ્યું 'ફર્યો ઘણેરા ફોક
ચતુરા જોઈ દેશ ચ્યારની લક્ષણવંતા લોક ૧૦૩
ગંધાર-માંહે આવીયા વીરચંદને વાસ
પ્રીતેં તે ઘર પદ્મની બેઠી હુંતિ પાસ ૧૦૪
ભાગ્યસાલ ભાવીક ઘણું ભદ્રા તેહનુ નાંમ
પુરો ઘાહો તેણીંઈ કર્યો રુપેં કોટિક કાંમ ૧૦૫
રુપે રંભા સારખી દેહેં દમયંતિ હોય
ગુંણસાગર કો ગોરડી કલી ન સકેં કોય ૧૦૬
કાંમા કુંકુમલોલ-સી કંચન જેહવી કાય
વિવેક નાવેં વરણવ્યેં દિઠેં તેહ મજાય ૧૦૭

છપય

વેણી વાસુક નાગ માગ સવા ગજ કેયેં
ભરજોવન વરસ તેર વપુ સુંદર વર વેશેં

ઇંદુ-આકારેં વદન મદન-મોહન માહામુલ્યેં
અંબુજ-દલ-શાં નેંન એન અમૃત અમુલેં
જાંણે કાંમ-કટારિયો દંતબીજ દાડમકલી
ભાગ્ય સુભાગ્ય ભદ્રા ભલી માહાભાગ્ય-થકી તુઝમેં મલી ૧૦૮
ભૃગુટી ધનુષકમાંન અલીવંકો અતિ અનુપેં
ચતુર ચંચલ ચારુ ચીબુક રંભા શુભ રુપેં
અધુર પ્રવાલી અતિ રંગ અંગ ઉજ્વલ પુર પાંણિ
રસના રંગ અમુલ્ય કોયલવત મધુર વર વાંણી
આનંદકંદ અતિ સુખદાયક વાયક ન જાઈ કલી (?)
કસ્તુરચંદ કરમ તાહરેં માંનની એ મહીપત્ય મલી ૧૦૯
કંઠેં એકાવલ હાર નારિ નક્ષત્ર-સરિખી
ઉદર તો પોયણુપાંન જાંણમેં નહી નરખી
પ્રગટ્યા ઉર અંકોર જોર મદ જોવન જોરો
મહેંમત ગજ મછરાલ ચાલ્ય એ તરુણી-તોરો
નાભિ ગંભીર નારિ-તણી શુભ દક્ષણાવત-આરીખી
સાંમલ કહેં ભદ્રા ભલી પ્રીત ધરી મેં પારખી ૧૧૦
ચાલંતી ગજચાલ શામા સોભેં સીહલંકી
કેલપત્ર પ્રમાંણ વંક વાસના વંકી
કુંભસ્થલ ગજરાજ જેહવા ગુદ ભાંમી ભારી (?)
જંઘા કદલીસ્થંભ સોભા જોતાં અતિ સારી
પદ્મ આકારેં પગ-આંગુલી નખ રંગ જુગતેં જડી
ભદ્રા ભોલી ભામીની ઘણીક વિધ્ય વીધીઇ ઘડી' ૧૧૧

ચોપઈ

રુપ સાંભલી તે નારી-તણુ કસ્તુરચંદ મન હરખ્યો ઘણું
દંતકુવલ આગલ દાખીઉ બ્રામણ ભાવ કરી ભાખીઉ ૧૧૨
ભાગી ભાવઠ તે બ્રાંમણ-તણી ઘણા હેત વધાઇ ઘણી
વસંત વીસ હજારાં તણો મોકલ્યો માલ બીજો બહુ ઘણો ૧૧૩

મેવા મીઠાઈ અપરંપાર ઘણા સોભિતા શુભ સણગાર
જરકસી જરદોજી હીર નારિકુંજરના નીતમ ચીર ૧૧૪
લાહો જસ લાખીણો લીધ વસ્ત્ર મોકલી વીવા કિધ
લીધું લગન લાખીણું આજ કરવા માંડ્યાં વિવાના કાજ ૧૧૫
ગંધાર ખાપેં ઉલટ ઘણો કસ્તુર આવસેં દંતા-તણો
જીહનેં ઘેંર માહાલક્ષ્મી વસેં વાજેં ભુંગલ મહીમા મસમસેં ૧૧૬
ફરેં દેશ વિક્રમની આણુ ખરી વાત અમૃતની ખાંણ્ય
કર્મ-અનુસારેં કરેં સહુ રાજ્ય ચુગલચોરી એ તો તિહાં તાજ્ય ૧૧૭
વગર-વાંક ન દેં કો દંડ જોર જુલમ નહી કો પાખંડ
પ્રજા સુખીઇ રાજા સુખી દુખી રહીયત તો રાજા દુખી ૧૧૮
કોડપતિ દેખેં જાહરેં મહીપત્યમન હરખેં તાહરેં
વીરમચંદસા જેં વાંણિયો અધીક સાંમાન તેણેં આંણિયો ૧૧૯
રુડો મંદિર મંડપ રચ્યો મહામનોહર મહિમા મચ્યો
જગત્ય ગાઝીથી આવી જાંન મનગમતાં દિધાં શુભ માંન ૧૨૦
મીઠા મેવા બત્રીસ પાક તરવીઅ ઘણેરે સુંદર સાક
વણીક વીસા શ્રીમાલી નાત્ય જુગ ખાપેં જાંણિતી જાત્ય ૧૨૧
નિતી ચાલ્ય કુલ-રીતેં કરી વારુ કન્યા વરરાઇ વરી
કેરી ભગત્ય ભલેરે ભાત્ય રાખી જાંન દિવસ ઘર સાત ૧૨૨

દુહા

કસ્તુર કહેં 'કન્યા સુંણો રહો પીહર પ્રમાંણ
તેડવા આવું તો આવજ્યો ચતુરા ચતુર સુજાંણ' ૧૨૩
પાંચ લાખ રુપીયા પરઠીવ્યા તેહનેં મન એ સહેંલ
'કાંમ કરજે તું કાંમિની મોટા કર્ય ઇહાં મહેલ ૧૨૪
કરો મહેલ કસ્તુરીયા ગુંણ ગંધારે ગાંમ
મહિમા વધસ્યેં માંનની થસ્યેં આપણું નામ ૧૨૫
નવ ટંકા નવ કોડના ઉપાવેં અવાસ
પ્રીતેં રહેંજે પીહરમાં માતપીતાનેં પાસ ૧૨૬

ગોવિંદકું સોદામન્ં — ઠગાવજ્યો એ કામ
જાજુન કરાવો મહેલમાં — જેહવો અમ ઘર ઠાન ૧૨૭
અવલ મહેલ કર્યો અમ્પો — ગોવપ્રસાદ તીહાં રોય
નાગુન લંગ-હેલ કરી — તે અવર ન જાંણે કોય’ ૧૨૮

ચોપાઈ

દિધા માનનીદ બહુ માંન — જુગત્ય કરી જોડાવી જાન
વનીતા પીહર નેહવી વસ્ત — ત્રંબાવતી આવ્યા તે તગત ૧૨૯
વાત વીચારે નાખી આપ — એક દીવસ બેઠો બાપ
કેયગ કર જોડીને રહે — પીતા-પ્રતે વચન ઈમ કહે ૧૩૦
‘મે માની ગુપ્ત જાતરા — સાથે નથી લેવી માતરા
કપટી બાધા ગણી અમ્પો — જાઉ તિહા હુકમ દ્યો તમ્યો ૧૩૧
ન કરસ્યો માહરી ચિંતા લેશ — પથ વેગળો છે પરદેશ
અણુઆણા પગ ન ગી કો માવ — એહવી હુવા ધરુ છુ હાથ ૧૩-
જેણે જાતરા ન કરી માગ — અફલ ગયો તેહનો અવતાર’
પીતા કહે ‘વહેલા આવજ્યો — કુશલ વાત નીત્યે કહાવજ્યો ૧૩૩
કસ્તુરીના જે મર્દન કરો — તે પાલ પચે કીમ પરવંગે’
કહે પુત્ર ‘આવીસ્યુ કાજ્ય — હુકમ પીતાજી મુઝને આપ્ય’ ૧૩૪
હુકમ હેતે કરીને દિધ — કર્યો પથ કુયરે તે સીધ ’
ગળ્યો વાહુવો જાનો માલ — મન વનીતા જોયાનુ વાહાલ ૧૩૫

કરી જાતરા ભારે ભુપ — બદલાયુ રહીયાનુ રુપ
વેશપાલટો વીરુવો વંક — રાજરુપ થયુ તે રંક ૧૩૬
જુના વસ્ત્ર આભુષણ નહી અંગ — સાથે નહી કો એહને સંગ
ગંધાર ગામ-વચે આવ્યો વાર — બેઠો વીરચ દસાને હાટ ૧૩૭
તાંબેવત બેઠો જાહરે — થયો લાભ તેહને તાહરે
મોટો જાણી દીધું માન — મુખ-આગલ મેલ્યા બહુ પાન ૧૩૮
‘કિહાથી આવ્યા ને કિહા જાઓ? — સ્યા વણજમા ધધે ધાયો?’
‘વિરચ દસા માળવ્ય સેઠ — ત્રબાવતી નગરી મુઝ નેઠ ૧૩૯

દંતકુવલનો મહિમા ઘણો હું વાણોતર તે ઘર-તણો.
કાંયક વચન વાંધાનું પડ્યું તે માટે નીસરવું પડ્યું ૧૪૦
જાંણું સરવ વેંપાર વીવેક રાખું અનમી-કેરી ટેક
જે દેં તે કરું હું કાંમ દુબલીસા તેં માહરું નાંમ ૧૪૧
દાણો પાંણી હસેં તે જીહાં રહેસ્યું ચ્યાર દાહા જઈ તીહાં'
વાંણોતર વેંપારીનો જાંણીયો બોલ્યો વીરચંદસા વાંણીયો ૧૪૨
'પ્રીછું હું તમારી પેંર સુખેં રહો અમારેં ઘેંર
કબુલ વચન તાહરૂં કીજીઇ મસીયારો કહો તે દિજીઇ' ૧૪૩
'માહારું પણ રહ્યાનું મન કરું કાંમ જસું તુજ અન
દાંમ મસારો હું નહી લેઉ જે રહુ તે તમને દેઉ' ૧૪૪

નવા મહેંલ નવા વેપાર નવો વાંણોતર રાખો ઠાર
મંદિર-માંહિ ગયો તે બાપ બેઠી ભદ્રાવતી જીહાં આપ ૧૪૫
'વાંણોતર તાહરા સસરા-તણો નાંમ દુબલી ડાહ્યો ઘણો
રાખ્યો વણજ નવા કારણેં એ પેલો બેઠો બારણેં' ૧૪૬
તે રામાઇ જોયું રુપ દીઠું ભાંમીનીઇ ભારેં ભુપ
'વિશ વશા તો માહારો કંથ'' ચિતની કાંઇ ચેતી ચીંત ૧૪૭
ફંદ રચી રુડો લાવીયો પારખું જોવા પોતેં આવીયો
જોવું કરમ લખ્યુ તે થાય રાખ્યો હેતેં મંદિર-માંહ ૧૪૮
કર્યું ભોજન ઠેકાંણે ઠર્યો વિચાર આપ હ્રદયમાં ધર્યો
'ગરીબ ઘેર નીત સ્યુ ખાઇસ્યું? મોટા માંણસ કિમ થાઇસ્યુ?' ૧૪૯
ગયો આપ ચહુટાનેં ઠોર આપી તંબોલીનેં મોહોર
હાટ દુકાંન કંદોઇ જિહાં મોહોર પચવીસ આપી જૈ તીહાં ૧૫૦
પસ્તાગ(?) વસેં સાથ બે પાંચ મોહોર આપી તે હાથ
બાબત સહુ મનમાં ધરેં રાતેં પોચંતા રંગે કરેં ૧૫૧
સેઠ પાસેં ન માગેં કોય તેહની સાંની ચિંતા હોય?
ખાય પીએ ને મોજો કરે સેર બાધામાં સેજે ફરે ૧૫૨

છપ્પય

જર તે માત નેં તાત ભ્રાત તે જરનેં જાંણો
ડાહાપણ ચાતુરી દાંમ કામ શુભ રંજીત શાંણો
સગાં સહોદર સરવ દ્રવ્ય તે ધીરજ્ય ધારી
અંગરુપ અનુપ સ્વરુપ શુભ વણજવ્યાપારી
જગ વસ તે જર-થકી ગરથ-માંહિં છિં ગુંણ ઘણો
સાંમલ કહેં સ્વર્ગેં સંચરેં જો જોર હોઇ જર-તણો ૧૫૩
જરનેં વશ જગત રાય પણ જરથી રીઝે
જુવતી જર વશ હોય જોય જશ જરથી લીજેં
જરે સજન સનમાંન જરે જસ દાંન દેવાવેં
જરથી પામેં જોખ શાંમા શુભકુલની આવે
જર જુગદીસવત જાણવો જર સકલ સોભા સહી
સાંમલ કહે જર જોરથી જીવ ઉપાય કરેં નહી ૧૫૪

ચોપઈ

જેહનેં દેહ વશેં છે દામ કરે ચિંતવ્યાં તે ઉર કાંમ
રહ્યો દુબલી ઠામેં ઠરી જરજોર રુદયમાં ધરી ૧૫૫
કરે દલાલી વણજ વ્યાપાર રાખે સેઠ-તણોબ્રુ ભાર
ગાંમપતિ સુધી થૈ વાત સઘલેં ચાલી વારુ ખ્યાત ૧૫૬
'વાણોતર દુબલી દંતા-તણો કરે વણજ એ ગાંમે ઘણો
આપે નિત્ય રાજાને માલ નાંમ દુબલીસા દલાલ' ૧૫૭

દુહા

લાખો વણજારો લખપતિ મહિમા-કેરી મોટ
લાવ્યો માલ અસંખ્ય લખ્ખ પાંચ લાખીણી પોઠ ૧૫૮
મજીઠ મોરંગી કરમજી કસુંબો ને કથીર
વસાંણું વીધ્યવીધ્ય પેંરના ધાતુ ધાંન ને હીર ૧૫૯
જેહનુ અરથ હોઇ જેહ-તણું તે વ્યાપારી જોય
વોહોરત વોહોરે વાંણીયા કરમ-અનુસારે ખોય ૧૬૦

પોઠ પડી લાખા-તણી તીહાંથી જોજન ત્રણ
કહે દુબલી શેઠને 'કહુ વાત સુણો કરણ ૧૬૧
આપણે અરથ જ કેટલો? તેટલા પોઠી લેઉ
માહામો જૈને અઠી કરુ દલથી બાંનુ દેયું' ૧૬૨
વિરચંદ કહે 'વીશ લ્યો કે લીજે ચ્યાલીશ
સરજ્યુ હોય જો કરમમા આપે લાભ જગદીશ ૧૬૩
મન તો સો લીધા તણું હુશ ઘણેરી હામ
ઉધારે ધીરે નહી દેઈઈ કીહાંથી દાંમ?' ૧૬૪

ચોપઈ

પહેરી પોશાગ સરુપે સહેલ જોડાવી એક વારુ વહેલ
ન રથો એક ઘડી તાકવા બેઠો આપ હાથે હાકવા ૧૬૫
ઘડી ચ્યાર કરી તીહાં ચોટ આવ્યો જીહા લાખીણી પોઠ
લાખો ડેગ તાંણી પડ્યો આપ દુબલી તીહા જૈ અડ્યો ૧૬૬
જુહાર કરીને બેઠો પાસ ડેરે વણજારાને વાસ
નાયકે લાયક દીઠો દેહ કરી હેત બોલાવ્યો તેહ ૧૬૭
'કવણ વેપાર કવણ તુઝ ગામ? કવણ કાજ કવણ તુઝ નામ?' ૧૬૮

દુહા

બુધ્ય ઘણેથી બોલીયો 'સાભલ નાયક નેટ
નગર ત્રબાવતી-તણો દતકુલ સુત્ર નેઠ ૧૬૯
વણજ અરથ વ્યાપારનો આવ્યો છુ આ ગામ
નાયક તે જે પુછીયુ તે દુબલીસા માહરુ નામ' ૧૭૦
લાખો કહે 'દંતા-તણા થે વાણોતર આજ
સોદો કર્ય કાઈ સામટો કહે અમ સરીખુ કાજ' ૧૭૧
પાચ લાખ પોઠી-તણો પુછે પાડ પરપંચ
લાખો તો લહે નહી માહકારનો સંચ ૧૭૨
નંગ જડ્યા નવ લાખના પુહુચી એક અમુલ્ય
સુપી લાખાને સહજમા સાટામા સમતુલ્ય ૧૭૩

ખરો પાડ ખાગેં ધર્યો વચન દેઈનેં વ્રત
સોદો કિધો સાંમટો તોલ ઘણેરે તરત ૧૭૪
કર્યો કબાલો દેખતાં લોભેં લખીયો લેખ
દાંમ આપે એ દુબલી વોહોરત માલ વીશેખ ૧૭૫
વોહોર્યો માલ એ મુલથી ખોટ લાભ કે ખાય
વેચે માલ એ દુબલી તાહરે માલ વેચાય ૧૭૬
જોડી વેહેંલ નેં ચાલીયો કહ્યો નાયકને નામ
'લાવે પોઠી સુંદરે મ દેવું જેણે દાંમ' ૧૭૭

## ચોપઇ

આવ્યો દુબલી પોતેં ઘેંર કહી શેઠ-આગલ સર્વ પેંર
'પાચ લાખ પોઠી વોહોર્યા અમ્યો તેહનો લાભ લેજ્યોજી તમ્યો' ૧૭૮
સાભલતામા માહાદુખ થયુ પેંહેંલું પાગરણ નીસરી ગયુ
'જોયુ હવેં ડાહાપણ તાહરુ ઘાલ્યુ ઘર તે તો માહરુ ૧૭૯
પાપી સ્ત્રી કરીને પેર્ય એ પુરવેં દંતાને વેર્ય
જેહને વણજારો ધીરે દામ એ તો શેઠપતિનુ કામ ૧૮૦
ઉતાવલો ખપે નહી માલ માહાગ મ્યા થાસ્યેં હવાલ?
કુંવરી-પાસે ઘરેણુ ઘણું લુટી લે વણજારો તેહ-તણુ ૧૮૧
કસ્તુરીનો ઘાલ્યો કે હેલ વેચાવશે દંતાના મેહેલ
છબીલા છોકરા વેચાવશે પોઠી લેઈ કાલે આવશે ૧૮૨
હવેં સ્યુ કરુ નેં કિહા જાયુ? તાહરો શેઠ હુ તો નહી થાયુ
કર્ય ઘુઘરા કે નાસી જાયો ડાહ્યા છો દેખાડો દાયો' ૧૮૩

## દુહા

કહે દુબલી 'તુ શેઠ સુણ વિરચંદ વડહથ
એશ ગાજીને બાગણું સાહ થઇ સમરથ ૧૮૪
જો મહીમા તુ માહરો દેઉ ઘણેરો દામ
નામ તો માહરુ દુબલી પણ કરુ છુ માતુ કામ' ૧૮૫

## ચોપઇ

એહવી વાત કરે જે ઘડી આવી પોઠ ભાગોલે પડી
ઠામ ઠામના ગયા દલાલ વેચાથો લેવાને માલ ૧૮૬
લાખો ડેરા તાણિ પડ્યો સહુ વેપારી જે તીહાં અડ્યો
જેહને સોદો જોઇઇ જેહ જોવા માંડ્યો તેણે તેહ ૧૮૭
'કહે લાખો કાં જુઓ અજાણ પોઠી વેચાંણા પરમાણ
જે માલ એ લેવો ચાહો તો દુબલીસા પાસેં જાવો' ૧૮૮
સહુ વ્યાપારીએ ઘસીયા હાથ બોલ્યા વણજારાને સાથ
'આપી દુબલીને સ્યુ લેશ પાઠી લેં પરાણે પરદેશ ૧૮૯
તાહારુ ડાપણ કહુ સ્યુ કથી ? એ દંતાનો વાણોતર નથી
કાહાડી મેહેલ્યો છે બારણે રહ્યો પેટ-તણે કારણે ૧૯૦
વીરચંદ વેપારી ઘણુ વોહોરત પોઠી પનર તણુ
તેહને વેર મજુરી કરે પાખડી થૈ પેટજ ભરે ૧૯૧
એહથી કીમ પોઠી લેવાય ? ભારે સોદો તે કિમ થાય ?' ૧૯૨

## દુહા

લાખો હસીયો હુસથી 'કા રે ચુગલી ખાયો ?
જો કાઇ સોદો સાટવો તો દુબલીકને જાયો ૧૯૩
દામ આગલથી આપીયો બાધ્યો ગાઠે રોક
પછે પોઠી વોહોરાવીયા કરો નંદ્યા તે ફોક' ૧૯૪
માહાજન મલીયા એકઠા પ્રીતે આવ્યા પાસ
સહસ બેચ્યારેક સામટા વિરચંદને વાસ ૧૯૫
'હવ્યા દુબલી હઠ કરી કિમ કરે એ કામ ?
સ્યુ કર બાધીસ સરવનો રહેસ એકલો ગામ ? ૧૯૬
બંધ કરીસ્યે સહુ મલી સહુને દેસ્યુ સીખ
વોહોરે વસ્ત નહી તાહરી તો માગેસ આઝી ભીખ' ૧૯૭
કર તાડી કહે દુબલી 'વેંચવાની નહે વસ્ત
ત્રંબાવતી એ તો જસ્યે ચઢે વાહાણ સમસ્ત' ૧૯૮

વીચ્યાર કર્યો વેંપારીએ 'દંત-કેરો દાંમ
એ પાલે અચરજ કર્યું કરી સકે એ કાંમ ૧૯૯
રહીએ જઈ રાજા કને કરીએ એહેનુ મુલ
લુટી લેસે લખપતી ફજેત થસે એ કુલ' ૧૯૯ ક
શાણો એક સમજુ હતો રૂડી જેહેની શાખ
'તોલ નહી એ તમ તણુ વાત અહીથી રાખ ૧૯૯ ખ
જાસુ જો દરબારમાં કરસુ ઝાઝુ જોર
મેહેસુલ ભરસે એ માલનુ તેહેનો માંને તોર ૧૯૯ ગ
બોલબાલા એહનાં થસે જસે આપણી લાજ
માટે મલીયે એહને કરીયે એહવું કાજ ૧૯૯ ઘ

કર જોડી વેપારી રહ્યા દીન બોલ દુબલીનેં કહ્યા
'હલાળમાં ઘાહાલ્યો તેં આભ વેચ ગમેં તે લઈનેં લાભ' ૨૦૦
'નહીં હુંસ કરું મોટીઇ સવા રુપીયો લેવું પોઠીઇ
એ તો લાભ લે તું આ ઘડી કાલ્ય વેચું તે લેવું અઢી' ૨૦૧
કો દસ વીશ નેં કો દશ બાર લખ્યા લેખ ન લાગી વાર
બસેં ચ્યાર સેં કો સેં પાંચ જેહનેં જેહવી હેંમત આંચ ૨૦૨
બેં ચ્યાર દશ દિવસમાં સરવ વેચી માલ ઘણ્યો છેં દ્રવ્ય
લાખેં કોડિ નવ્ય ઝાલી હાથ મે સમજું દુબલી રેં સાથ ૨૦૩
વિરચ દનેં ઘર લક્ષ્મી ઘણી ઠાંમઠાંમ થેલી હેમ-તણી
નદી ઉણ્ય્ય તેહનેં કસી માહાલક્ષ્મી આવિનેં વસી ૨૦૪
કલકલાટ નારાયણ નુર જાંણે ઘરમાં ઉગ્યો સુર
છેડાં જઇ તિહાં દિસેં હેમ પંચ પદારથ જેહવી પ્રેમ ૨૦૫
દુબલી દેશપતિવત થયો શેઠજી શેઠજી સેઠેં કહ્યો ૨૦૬

છપય

ગુંણુનેં આગલ ભુપ-સરીખા રહેં કર જોડી
ગુંણનેં આગલ રુપ રુવેં નિત આધું ઓઢી

ગુંણને આગલ ગરથ ઘણેરા ફેરા ખાઇ
ગુંણ-આગલ દાતાર માંન માગવા જાઇ
ગુંણને માંન ઘણાં કરે જે માંન નહી ભુપને
શાંમલ કહે ગુંણે સહુ રાચજ્યો રખે રાચો કો રુપને ૨૦૭
ઇંદ્રવારણાં હોય કોય ખાંતે નવ્ય ખાય
આવલ-કેરાં ફુલ તેણે નવી સીવ પુજાય
આકલ-કેરાં નીર તેણે તો તરસ ન ભાંગે
બગલા ઉજલ હોય જોય રહે હંસ અલગે
કહશ તે મોતી સારીખા નવિ આભુષણુ ઓપે અસ્યો
સાંમલ કહે સાખી જુયો ગુણ-વીણ રુપ રિઝે કસ્યો ૨૦૮

દુહા

| | | |
|---|---|---|
| નાંમે રૂપે ન રાચિઇ | જો ગુંણ-હીણો હોય | |
| કનક નાંમ ધંતુરનુ | કડાં ન પેંહેરે કોય | ૨૦૯ |
| નાંમ ધરાવ્યુ દુબલી | કરુ તો માતું કાંમ | |
| ગરથે ઘર ભરી આપીયુ | ઠાલો નહી કો ઠાંમ | ૨૧૦ |

છપય

ધનપાલ અણુંઆંણે પાય રાજા ભીખંતો દિઠો
સુરત દેખે આંખ્ય ડાઘો રહે નિત્ય રુઠો
રણછોડ ભરંતો વાત્ય કલ્યાંણ કાંમ કરંતો
અવિચલ જે હોય ઇંદ્ર અજરામર એહ મરંતો
હીરો માંણુક મોતી રતન જે કથીર દેખે નહી
સાંમલ કહે સંસારમાં કારણ નાંમ રહ્યુ કંહી ૨૧૧

ચોપઈ

| | | |
|---|---|---|
| મેલ જાંણે નહી મરમને | અડયુ એક આવી કરમને | |
| ગરથ કમાઇને ઘર ભર્યુ | વલતું કાંમ તેણે સ્યુ કર્યું | ૨૧૨ |
| લાખા-સાથે લાખીણી પ્રીત | કીધી ઘણી રાજસની રીત્ય | |
| લાખો નાયક પોતે આપ | આવ્યો ઘેર નીશ્ચે તે છાપ | ૨૧૩ |

મલ્યા-પાખી નવ્યગ્રહે એકઘડી    મેલ્યુ મન તેન્સાથે જડી
શેઠ શેઠાણી બેઠા જીહાં    આવ્યો ડુબળી પારખ તીહા ૨૧૪
'શીમન ક્રંગ તો કહુ એક વાત    જે મુઝને સુઝે સાક્ષાત
લાખો ઘેર આવે છે સંગ    પેહેરીઈ અતી આભુષણ અંગ ૨૧૫
પેહેરીઇ વાગા વસ્ત્ર જ સાર    દેખાડીઇ અલખત અપાર
ભદ્રા-આગલ ભાગો ભ્રાંત્ય    કહો વાત તે કહુ એકાન્ત ૨૧૬
ઘરેણું તાહરે છે ઘણું    ઝવેર જડયુ છે સમગન્તણું
તે પેહેરીને ગોખે બેસ    જ્યુ આખો દાડો રહે ઘરમા પેશી ૨૧૭
દેખે વૈભવ ઘરનો ઠામ    તો ધીરે ઉધારે દામ
પુછી થોડી ઘરમા હોય    તોહે બાહર ન જાણે કોય ૨૧૮
લાખો માલ સુંપીને જશે    બમણો દ્રવ્ય વ્યાપારે થશે'
પોતાનો થઈને કહી પ્રીત્ય    માન્યુ સાચુ રુડી રીત્ય ૨૧૯
ભદ્રા ભામિની સમઝી તીહા    કાઈક કપટ એહના દિલ માહા
ભલુ લખ્યુ હશે તે થશે    આપ હાથથી મેહેનુ જશે ૨૨૦
નિત્ય નવા પેહેરે સણગાર    આવી માલીઇ બેને બાહાર
તેહનુ રુપ તે ટુણજ કલે    જિમ હીરો કુંદનમા ભલે ૨૨૧

એક દિવસ લાખો લખપતિ    બેઠો ચોક માંહે માહામતિ
કાઢી વાત ડુબળીને સાથ    એક એકનો ઝાલી હાથ ૨૨૨
'હવે ડુબળી આપો દામ    જઇઇ અમ્યો અમારે કામ'
ડુબલીઇ દેખાડ્યો હાથ    સાન કરી વણઝારા-સાથ ૨૨૩
મોહતુ માલીયુ કીધુ સાખ    ખરચ થયુ પુરા પચ લાખ
લાખે ઉંચુ જોયુ જેટલે    નક્ષત્ર એક દિઠુ તેટલે ૨૨૪
જાણે માનસરોવર બેઠો હંશ    જાણે કોઈક ઇંદ્રાણી અંશ
નીચી આખ્ય તેણે નવ થાય    નયન-બાણના વાગા ઘાય ૨૨૫
કાલોઘેહલો તે થઈ ગયો    સવા પોહોર સુધી તીહા રહ્યો
'નમુ ડુબળી તાહરે પાગ    દિઠી અલૌકિક મે આ જાગ ૨૨૬

કુણ રુપરંભા એ આહાર? કુંણ પુરુષ પનોતા-કેરી નાર'
એહનું મુખ નીરખે જન જેહ ધન ભાગ્ય તેહની તો દેહ' ૨૨૭
કહે દુબલી 'છાંના રહો રખે વાત મુઝને એ કહો
હંતા સેઠની સોભા ઘણી એ વહુ કુંયર કસ્તુર જ તણી ૨૨૮
ભદ્રા ભાગ્યવતી નીજ નાંમ આપણા સરખા ઘેંર લાખ ગુલાંમ
સવા પાસેર કસ્તુરી અંગ નિત્ય નાહે એ સોભા સંગ ૨૨૯
કોટપતિ જોવાની જાત્ર તે આગલ આપણ કુંણ માત્ર
માગો તે દાંમ ગણિ લિજીઇ સિધ કાંમ તાહરું કિજીઇ' ૨૩૦
લાખે લાજ તજીનેં કહ્યું મેં તો નવિ જાઇજી રહ્યું
દુબલી તાહરો ચાકર રહું માહરો જીવ પ્રાંણ તે તો તું' ૨૩૧
દુબલી કહે 'હવડાં તો જાયો પેટ ભરીનેં રોટા ખાયો'
ગયો લાખોજી ડેરો જીહાં રહ્યો જીવ તે માલીયા-માંહાં ૨૩૨

બિજે દિવસ થયો એક પોહોર આવ્યો નાયક તેણે ઠોર
પોહોચી લાવ્યો પરઠણની સાથ સુંપી દુબલી-કેરે હાથ ૨૩૩
'હવે જીવ માહારો જાય છે ચિત એહનેં મલવા ચાહે છે'
દુબલી કહે 'કહું તે કરો ખત પાછાં મુઝ હાથે ધરો ૨૩૪
મેંનત કરું તમારી વતી જોર કરે જો તાહરી રતિ'
લીધાં ખત તે ચોલાવીયો સેઠાંણી-પાસેં આવીયો ૨૩૫
'વાત કાંમની કહું છું નેટ સારી રિત્યેં સમઝાવો સેઠ
કરો આજ કહું તે અમ્યો ભદ્રાનેં સમજાવો તમ્યો ૨૩૬
લાખાનેં લાગો છેં રંગ કરસે સાંમા-કેરો સંગ
રહેશે રંગે એક જ રાત્ય પંથ ઉઠી જાશે પરભાત્ય ૨૩૭
એહમાં જ્યાંન તે કેટલું થશે સઘલો માલ આપીનેં જશે'
ખાયો પીયો અલખત ભોગવો ભોગ ઘણા ભારે ભોગવો ૨૩૮
હું કહું છું તમારે અરથ ઘણો આપણ પાંમીસ્યું ગરથ'
જોડ્યા તે જુવતિઇ હાથ બોલી દુબલીસા-કેરે સાથ ૨૩૯
'કદાચિત સાસરે જાંણે વાત તાહારે થાય માહા ઉતપાત' ૨૪૦

દુહા

ટુ ૧ તેહના ધરન્તાો પ્રીછું ગયની પે પે' અરથ
ધણાં કામ એહવાં કર્યા તાહારે' જોઆ ગરથ ૨૪૧
ઉપર વેંપારી ઉજલા અંતર અધિકો મેલ
ટુ કહુ તે કાગજ કરો . દુઃખનો છે ખેલ ૨૪૨

છપય

ઝારી તે જલપાત્ર જાત્ર તે જોવા સરખી
ઉગટે' નહી એક દિન પ્રીત્ય જુયો તે પરખી
ઉપર કમલ અનુપ રુપ તેહે' બહુ કાંટા
નારિ નિરમલ જોય હોય અંતર બહુ આટા
વેંપારી વરણાગીયો ધણા દાંમ નિત્યે ગણે'
દેખુ તે દિલમા લહે' કવિ સામલ ભાવે ભણે' ૨૪૩

ઉપર ઉજલા મે'લા માહે ઘેર ઘેર દાડાં ને ત્યાંક
અતિશે લોભ અરણવમા પડ્યા માનની પાસ માડી જે અડ્યા ૨૪૪
કંગાલપણે જઈને' કરગરી ભદ્રા-આગલ નવ્ય બાત્ય જ કરી
'દાદીના દાદા તે વાગીઇ અનરગલ લખમી પામીઈ ૨૪૫
લક્ષણ કહે તામા લાજી૦ તું કહે તો ભેદ તેહનો ભાજીઇ'
સમજી ભદ્રા ઘાયડ ઘણા 'કરતુત સરવ એ દુગલીન્તણા ૨૪૬
એહ કરે તે કરવા દેયુ માલ સરવ ખુચિને લેયુ
આગંક વિના તે માનિ આડ્ય રોગ-વિના ત્તિ જેવી નાડ્ય? ૨૪૭
વાક વીના નરપત્ય સ્યુ કરે'? છત્ર-વીના તસ્કર સ્યુ હરે'?
વિદ્યા વિના શી ઢાકાડે ખોટ? ઉદ્યમ વીના સિ બાંધે મોટ? ૨૪૮
નિરમલને સ્યુ કરે કલંક? માગ્યા આગલ સેનો અંક?
એ તો લોભ લક્ષણ લાવિયા કાલાવાલા કરવા આવીયા ૨૪૯
હઇયડું હુમ્યે' પોતાનું હાથ તો જાર જાય દારાને સાથ ૨૫૦

છપય

લોભેં ઘટે કુલ-લાજ મટેં ઓમાંની લોભેં
લોભેં (?) વેહેંવાર-ભાર સોભા સુખ સાંની ?
લોભેં લક્ષણ જાય અન્યા અતિ અધર્મે
લોભેં સત સંતાપ છાપ કલંક કરમેં
માંન સનમાંન લજા ઘટેં સાચેં પાંમેં શુલ
સાંમલ કહેં સહૂ માંનજયો લોભ તે પાપનું મુલ ૨૫૧

ચોપઈ

આસ્યાઇ આવી છેં એહ દાંમણીં-સી દેખીતી દેહ
કાંયક માગવાને કારણેં ણાઈ આવ્યાં માહરેં બારણેં ૨૫૨

છપય

થરથર ધ્રુજે ગાત્ર દેહની સુધ્ય વીસારેં
ઘટેં નેત્રનું તેજ હેજ મન-કેરું હારેં
રુંધાઇ બોલતાં કંઠ દાંમણું દિસેં દેહેં
બોલે હલુયા બોલ નરમ થઇ ઝાઝું નેહેં
જેટલાં ચિહ્ન મરવા-તણાં અંગ અંગમાં લાગતાં
સાંમલ કહેં નિચ માંણુસ-કને થાય માગણને માગતાં' ૨૫૩

ચોપઈ

'અરે માત જે માગેં તું આ જીહ્વાથી ના ન કહું હું'
કુંયરીને તેડી એકાંત્ય ભાગી મન-કેરી તે ભ્રાંત્ય ૨૫૪
નીચું જોઇ નારિ તે રહી ક્ષણું એક રહીને હા તે કહી
'સરતું હોય તમારું કાજ તેહને તેડી આવો આજ' ૨૫૫
માહાહરખેં ઉઠી માવડી 'ભલેં ડાહી થૈ તું આવડી'
સંખેપેંમાં સ્વાંમીને કહ્યું સાચું લક્ષણ જોતાં લહ્યું ૨૫૬

છપય

ગરજેં જાય સહુ ગાંમ ગરજેં ભાર સીર લેં છેં
ગરજેં વઢેં રણ-માંહેં દાંમ ગરજથી દે છેં

ગરજે કરે વ્યાપાર ગરજે ખેતી કરે ખ્યાંતે
ગરજે શુંભીક નાથ ભુપ ભોગવે ભ્રાંતે
ગરજ-ઘરી ગયું નહી ગરજ લોક લખ્યવુ લહે
કહે માંમલ વશ ગરજને કવરણને કાકો કહે ૨૫૭

ચોપઇ

નારિ આવિ હાંમે નેટ — 'સાંભલ કુળશી ડાહ્યા સેઠ
કરો વાયદો રુડી પેર — રાત્યે આવે એણે ઘેર' ૨૫૮
કુળલીસાઇ દિલ દાખીયુ — તે લાખા-આગલ ભાખીયું
સાગથીનો શુભ સંયોગ — ભાવંતા લીધા સહુ ભોગ ૨૫૯
બણીઠણી તે મેહેલે ચડ્યો — અચરજ કુળલીને મન અડયો
પુરણ જોયો એહનો પ્રતાપ — કિમ રાખે પોતાનું આપ? ૨૬૦
નીશાચરચા જોવા નેટ — કીધી કાંમની-કેરી કેઠ
નવટુંક મેહેલ મોટેરા ઘણું — સ્યુ વખાણ કરું તેહ તણું? ૨૬૧
દશ હજાર દીપકની જોત્ય — દીવાલીવત કર્યો ઉદ્યોત
કરી લહેર બહુ લીલવીલાસ — કસ્તુરીનો બહેક બરાસ ૨૬૨
સોભા ઇન્દ્રપુરી આકાર — નવે ટુકમાં સોભા સાર
સામાઇ વિચ્યારું 'માહારી જાયુ — ગણું આપ તો સુખણી થાયુ' ૨૬૩
ચોમાલ ગયો લાખો જાહરે — સાંમા શનમુખ આવી તાહરે
લાખો લલકાઇ બોલાવીયો — ભાગીની-બોલ મન ભાવીયો ૨૬૪
'અરે લાખાજી તુ લાયકો — નીરમલ કહાવે છે નાયકો
ભલે આવ્યો આ પ્રથવીપીડ — ડાહાપણ તાહરૂં દિલ દીઠ ૨૬૫

છપય

પ્રીતે ચાવો પાંન ગાન શુભ સુણો કે ગાયો
રમત રમો શુભરંગ અંગ અમલ વશ થાયો
મેંહ વજાડો નાદ સાદ સુણ શુભ કાંને
જય કરો જોડ સોડ તે એલવ સાંને
ખાંત્યે બેસો ખુરશીઇ જ્યોત્ય ઝાઝી દીપક જીહાં'
અમદા આરાગી આવીઇ તેહ સેજ તરુણી તીહાં ૨૬૬

## ચોપઈ

શુભ સે ગીયા વછનાગ જ તણી    જેહમા કેફ અદકેરી ઘણી
મગમગ જેવડી હોય જ હીધ    લાખે તે પાણી પરે પીધ ૨૬૭
મીઠાઈ અમૃત આગલ ધરી    આરોગ્યો પુરણ પેટ જ ભરી
લાગી લહેર ઘાયડની ઘણી    અકલ ભુંચો તે ઉઠયા તણી ૨૬૮
ઝોકા ખાય તે માહામુ જોય    માનની દેખીને મન મોહોય
તરુણીઇ મેહ્‌ંયો એક તંત્ર    જુગતે હાથમા લીધો જંત્ર ૨૬૯
વાજે તાત તાલબધ તિહા    લાખો રસ લાખીણો પીઇ જીહા
શામા તો સાચિ સમસેર    નાખ્યો ઘેહનમા લીધો ઘેર ૨૭૦
પોહોડો ખુંસીઇ તે તરત    જાણે મુલથી પામ્યો મરત
જોર રહ્યુ નહી જાત્યમા    શામા પોહોતી મદીર સાતમા ૨૭૧
પોહોર દીવસ રહ્યો જાહરે    લાખો ઝબકી જાગ્યો તાહરે
પાધ સમારી નાહાલી નેટ    હુમ થકી ઉતરીયો હેઠ ૨૭૨
ગયો ઠેરે જાણીતો જન    લાખે આપ વીચ્યાર્યુ મન
'ગયો માલ ઘણેરો ગરથ    સરો નહી માહરો કો અરથ' ૨૭૩
બાધવને સુપી માતરા    'માહરે ગુપ્ત જવુ જાતરા'
પોઠી લેઈ વણજારો ગયો    લાખો જાતરા ઠામે થયો ૨૭૪
વનીતા વહ્યો ઓહોલા વેણ    ચિનટેણે (?) લીધુ લેણ
માન ગયો પોતે વાસીઇ    કબુલ વાત ગયો કાસીઇ ૨૭૫

પારખ દુબળી ઘરમા ગયો    તેણે બોલ બાલાને કહ્યો
'અમ્યો જસ્યુ અમારે ગામ    કરો એક અમારુ કામ ૨૭૬
લાખાથી લીધો તે લાહો    તે દેખાડો મુઝને દાયો'
પાચ નંગ નવ લાખા તણા    દેખાડયા ઘણ મુલી ઘણા ૨૭૭
'એક ઘડી દેખાડો સેજ    પ્રીતે પુછી આપુ હેજ'
'દુબળી એ ગમી તુને વાત    ચઢો મેડીઇ રીઝી રાત્ય' ૨૭૮
પ્રીતે પુહુચી લીધી હાથ    સંકેત સરીખો છે તેહને સાથ
ચઢયો દુબળી મેહલી માપ    'શામા કેમ્ય રાખે છે આપ' ૨૭૯

જિહાં શંમાની હુંતિ સેજ તરુણ ઉગ્યા જેહવું તેજ
સાહપુત્ર ચઢયો જાહરે કૌતુક એક થયુ તાહરે ૨૮૦
જગનમાત કોયક જોગણી ભવાંની રુપ ભારે ભોગણી
વજ્રકછોટો વાલ્યો કસી મસ્તક જટા લાખીણી લસી ૨૮૧
વિજુત ઓપે આપે અંગ પીતાંબર પલવટ રુડો રંગ
સીદુર મુખ ઉપર ઓપીતું ત્રિશુલ કર-માહેં સોભીતું ૨૮૨
સાક્ષાતકાર ઉમયા કો આપ તેજપુંજ પ્રૌઢ પ્રતાપ
દીઠું કુબલીઈ તાહરે તરત પગે લાગો તાહરે ૨૮૩
"હવડાં પ્રાંણ માહરા હારસ્યેં ત્રિશુલ વડે પુત્રને મારસ્યે"
થરથરથર તે તીહાં ધ્રુજીયો બાબત કારમી તે બુઝીયો ૨૮૪
રક્ત આંખ્ય ભ્રમર બહુ ચઢી નાઠો કુબલી તેણી ઘડી
દેહમાંથી ચૈતન્ય ગયુ પેશાબ પાંગુરણાં-માંહે થયુ ૨૮૫
આવ્યો તરત તડ઼ડી તાવ સ્યો એ બાબત બન્યો બનાવ?
કર્યો વિચ્યાર મન રાખી આપ 'ઈણીઈ એમ જ રાખ્યું માપ' ૨૮૬

પછે કર્યો કારમો કાસદ એક વીરચ દ-આગલ કહી વીવેક
હતે સાહે જાણ્યો ઈહાં મુંને તેણે ઠબકો કાહાવ્યો તુંને ૨૮૭
ખાવો પીવો નીત્ય હેતે ઘણે હુ જાઈસ ઘર્ય દંતા તણે''
આજ્ઞા માગી મન ભાવીયો પીતા-તણે મંદીર આવીયો ૨૮૮
સુંદર મુખ દિઠાં સુત-તણાં દિધાં વધાંમણાં દેવીને ઘણાં
અમુલ્ય આભુષણ પેંહર્યાં અંગ રાજતેજ થયો અતિ રંગ ૨૮૯
ઝગમગ જયોત્ય જેહવો જાજુલ્ય કુયર જાંણે કમલનું ફૂલ
ધોરી ધવલ ને વેગડ વેંહેલ વિમાન ઇદ્ર-તણું તો સહેંલ ૨૯૦
નથી સાથ સેવક કો સહાય નારી તેડવા તે નર જાય
પીતા કહેં 'સાંભલ રે પુત્ર તુઝ વડે માહરેં સઘલું ઘરસુત્ર ૨૯૧
એકલા આપ ન જૈઇઇ કોઈ વાટે વિઘ્ન અનેરાં હોય'
કહ્યું પીતાજીનું નવી કર્યું જાવા સાસરે મનડું ધર્યું ૨૯૨

મેહલ્યા બલદ રેડીનેં હાંમ ઉતર્યો જઈ ગંધારેં ગાંમ
ગઈ નગર વધાઈ નેટ આવ્યો કસ્તુર નગરનો સેઠ ૨૯૩
ફૂલ વેરાવ્યાં વારુ વાટ ઘણા ઢલાવ્યા કંચનપાટ
વગડાવ્યાં બહુ જંગી ઢાલ કર્યાં અવારણાં અતિ અમોલ ૨૯૪
સાક પાક સુખ-સાગર ઘણાં તરતીબ કર્યાં તાજાં તે-તણાં
સેઠ કહેં 'રહું નહી ખાહાય' સીઘ્ર કરી ઓલાવો નાય' ૨૯૫
સાસરવાસો શુભ સજ કરી ઓલાવી વેગે સુંદરી
એક વેંહેંલમાં બેઠાં બેહ નરનારીનેં ઝાઝો નેહ ૨૯૬
રાતિ ઘડી બેં ગઇ જાહરે ખેડી વેહેલ સેઠેં તાહરે
ધનમદ જોવનમદ જેહને બીક ન રાખે તે દેહને ૨૯૭

ઉગમતેં સુર મંદિર જસ્યુ આપ વીચ્યારે મનમાં અસ્યુ
જાણુ વરખડી કેરુ અડયુ નેઉર ડાબા પગનુ પડયુ ૨૯૮
'રાખો વેંહેલ જુત તાહરુ નેઉર આંણિ આપો માહરું'
કહેં કસ્તુર 'શાંભલ્ય કાંમ્યની વીષમ વાટ જાઇ જામીની ૨૯૯
એહવાં નેઉર ઘરમાં ઘણાં નિત્ય નવાં પેહેરો તેહ તણાં
એક નેઉર-કેરે કાજ નહી ઉતરું હેઠો હું આજ' ૩૦૦
નારિ હઠ લેઈ તે રહી ગદગદ કંઠે ગલગલી થઈ
તે દેખીને આવી દયા રાખી વેહેલ તે લેવા ગયા ૩૦૧
વનીતા વેહેંલ રહી વાટમા ચાલ્યો ચતુર ચીલે ઘાટમાં
નેહુર જે ઠેકાંણે પડયુ તરત એક તસ્કરને જડ્યુ ૩૦૨
લેઈ હાથમાં તે આવિયો ભાંમીનીના મનમાં ભાવીયો
બેઠો હાવા થૈને ધણી હાકી વેહેલ મેંહે વાસ જ ભણી ૩૦૩
જાલાં ઝાંખરાં કાદવ નીર તસ્કર લેઈ ચાલ્યો તે તીર
ઉજેસ થયો વાહાંણું જાહરે દીઠો ભુત જેહવો તાહરે ૩૦૪
હણેં દીયું નેં કુટેં પેટ 'કિહાં ગયો માહરો જે સેઠ?' ૩૦૫

દુહા

તરુણી કહે 'તસ્કર સુણો | તું કિમ આવ્યો આંહ?
નેહુર સ્યાંમાં તુમને જડયું? | એહ ધણી છે કાંહ?' ૩૦૬
તસ્કર કહે 'મેં દીઠો નથી | વહેલ-તણો અસવાર
જડયુ છે નેહુર વાટથી | આવ્યો આંણે દ્વાર ૩૦૭
કપટ કરી બેઠા અમ્યો | પરપંચ કરી બહુ પેચ
વાટ મરડી નીસર્યો | હું જાવું છું માહરે ઘેર' ૩૦૮
નગર ત્રંબાવતિનો નરપતિ | ચઢયો તેહ સકાર
તરુણી ને તસ્કર હતાં | આવ્યો તેણે દ્વાર ૩૦૯
કાંમ્યની દીઠી કે કારમી | તતક્ષણ ઝાલી બાંહે
દોરી બેંચી દસ દસા | બેસારી રથ-માંહે ૩૧૦
બલદ હતા તે ઓલખ્યા | એ નગરસેઠના હોય
પગલુ જાસ્યેં એહ થકી | કહેસ્યે જઈને કોય ૩૧૧
તસ્કર મુંકયો જીવતો | આપ્યા બલદ બે હાથ
વોલાવી દિધો વેગસો | સ્યામા લીધી સાથ ૩૧૨
એકાંત્ય ઠાંમે ચોકી અધીક | રાખી તેણે ઠાંમ
જાણ કરી કો નવી સકે | આવી પોતાને ગાંમ ૩૧૩

ચોપઈ

આવ્યો સેઠ ફરી તે દ્વાર | ન દિઠી વેહેલ ન દિઠી નાર
'અરે, દેવ એ તે સ્યુ થયુ? | બારકસ સરવે કિહાં ગયું? ૩૧૪
સ્યુ મોહ લેઇને મ દિર જાવું? | તરણ પે કિમ હલુવો થાવું?'
તજ્યો ઠાંમ તેણે વાસીઇ | ગયો સેઠ આપે કાસીઇ ૩૧૫
તસ્કર ગયો પોતાને મહેલ | મુંક્યા બલદ સુપી તીહાં વહેલ
આવ્યો વૈરાગ્ય કયુ ઘર તાજ્ય | ગયો કાસિઈ કરવત-કાજ ૩૧૬
કહું વાત તે સાંભલો કર્ણ | લાખા સમેત થયા તિહાં ત્રણ
ભદ્રા-સમીપ રાજા આવીયો | હાર રતન-તણો લાવીયો ૩૧૭

'પ્રીત ધરો મુઝ ઉપર પેર્ય   શાંણિ કરીને રાખુ ધેય''
બાલા મન-સ્યુ કરેં વિચ્યાર   'એ મુઝ સીલલોપે નીરધાર' ૩૧૮
'ખટ મહીનાનું માહરે વ્રત   નહી બોલું હું તુઝ-સ્યું ત્રત
જેર કરો મુઝ સાથેં નેટ   તો પાડી મારુ માહરેં પેટ ૩૧૯
જીભ દંત કરહીને મરું   સંગમ વ્રત-માંહિ નહી કરું''
એક સો દાસી સુંપી રાય   રાખી ઘણી સકચા-ગાંહિય ૩૨૦
સુંની નવ્ય મુંકે અદ-ઘડી   આવેં દાસીયો દાવેં ચઢી

એક દિવસ રાણિઇં કહ્યું   'વ્રત અમારુ પુરણ થયુ ૩૨૧
પુજું શીવ દેહરેં રુડેં રંગ   પછેં રાયનો કરીઇ સંગ'
રાજા હરખ્યો મનમાં ઘણું   વચન ગમું તે રાંણિ-તણું ૩૨૨
પુજા સામગ્રી આપી હાથ   ડાહી દાસીયો કિધી સાથ
'રખે સુંની મેહલો એહને'   ધીરો માં એહની દેહને ૩૨૩
પલક એક સુંની રહે દિશ   તો તમ સહુનાં ખેદું સીસ'
બેંસારી રથ જોડયો બારણેં   શીવપુજન-કેરે કારણે ૩૨૪
દંતકુવલનુ દેહરુ જીહાં   પ્રીતયે ગઇ પુજનને તિહાં
'અરે દાસીયો રહો સહુ બાહાર   કરુ પુજન આપો પેઠાર' ૩૨૫
પ્રીતવચનની દીધી આંચ   મોહર એકેકને આપી પાંચ
દેહરું અડકાવી દાસી રહી   પુજન કરવા રાણી ગઇ ૩૨૬
ધ્યાંન શ્રી અંબાજીનુ ધર્યું   પુજન રુડી પેરે કર્યું
કસ્તુરે કહી'તી વાત   સાંભર્યું તે વેલા સાક્ષાત ૩૨૭
'દોહીલા દીવસ કાલ્યે વામસ્યે   જીવતો નર તે ભદ્રા પાંમસ્યે''
'જીવ તે સ્યા માટે તજુ   ભાવે શ્રી ભુદરને ભજું' ૩૨૮
ફેર ફેરવ્યો જમણે સંગ   નીકલ્યુ જલાધારીથી લિંગ
સણુગ-માંહે પ્રયાણુ જ કર્યું   પાછું લિંગ હતુ તિમ ધર્યું' ૩૨૯

રમઝમ કરતી આવી ત્યાંહાં   મેહલ પોતાના સસરા-માંહાં
વડી સેઠાંણી ઢાલે વાય   ભોજન કરે દંતાવલરાય ૩૩૦

આહાલક્ષ્મીવત નીકી નેટ અચરત પાંમ્યો દ તો એક
'કહે રે બાઈ દેવી તું કુણ? આટલે દાડે દિઠી ઉણ' ૩૩૧
કર જોડી તે ઉભી રહી કાંમીની નમરા-આગલ કહી
'ભદ્રા નામ જાણો છો સ્તુ દંતકુવલન્તણી કુલવહૂ ૩૩૨
સપુત એક દીસથી હાહરો કુલદીપક તારણ તાહરો
દેહરે મુને દેખાડી વાટ ગયા ગુપ્ત જાત્રાને માટ' ૩૩૩
'ભલે પધાર્યા' વહુજી તમ્યો પોહોની રહી રહીયાન તે અમ્યો
અમુલ્ય મોતિ વધાવીયાં પ્રેમે મંદિરમાં પધરાવીયાં ૩૩૪

એહ વાત ઈહાંથી રહી હવે રાજાની શી ગતિ થઈ?
રાજા ઘેર જુઈ છે વાટ 'રાંણિ તે નાવ્યાં સા માટ?' ૩૩૫
છડી અગવારી દેહરે ગયો બોલ તે દાસીને કહ્યો
'અકલ કિમ ગઈ તાહરી? સુની રાંણી મુંકી માહરી' ૩૩૬
કમાડ ઉઘાડી પેઠો માંહે માંનવજાત નહી કો ત્યાંહે
સગુણ શીવદેહરે સાક્ષાત તે તો કોય ન જાણે વાત ૩૩૭
તેણે વિચાર્યું મનમા વલી "નારિ માહાદેવ ગણેશે ગલી
કે અંતરીખ કો દેવે હરી શુભ રુપ શુભગ સુંદરી" ૩૩૮
કુંયરને સુપ્યુ સહુ રાજ્ય સુખ કિધુ અમારી તાજ્ય
કાસી ગયો 'કરવત-કારણે થયા ચ્યાર એકઠા બાંરણે ૩૩૯
'સાચુ પાપ પ્રકાનો દિસ તાહરે કરવત મેહલુ મીસ'
કહે કરવતીયો 'ખોટી થાવો બોલો સાચુ કે મંદિર જાવો' ૩૪૦

દુહા

લાખો કહે 'કહુ લખ્ય વરા દુખની માથે મોટ
એક નારિને કારણે ખોહી પાંચ લાખીણી પોઠ ૩૪૧
મટયો એક દાદ્યો દુબલી મળી નર્મેહેરી નાર્ય
પુખ ખાધા વના કર બલ્યા હોઠે બેઠા હાય' ૩૪૨
માટે કરવત કીજીઇ દેહ દુખથી દેવું
ગરથ પાંચ લાખ પોઠી-તણો તે નારી હુ લેવું' ૩૪૩

પછેં તસ્કર તે વેલાં કહેં 'માંનની એક મધ્યરાતિ
ઝેર જડયું મુંને તેહનું વારુ કહું એક વાત ૩૪૪
તે મેં દિઠિ એકલી આપ્યું ઝેર તે હાથ
અજાણેં અણઉલખેં સાંમા તેડિ સાથ ૩૪૫
અધિપત્ય ત્રંબાવતી-તણો મલ્યો ઉગમતેં દિશ
નારીનેં તે લેઈ ગયો રહ્યો કુટીનેં શીશ ૩૪૬
ઝેહર ગયું જુવતી ગઇ માટેં આવ્યો આજ
કરવત મુકાવું કોટ પર તે કાંમનીનેં કાજ' ૩૪૭
રાજા બોલ્યો રીઝન્સ્યુ 'જે વનીતા કહી વખાંણુ
તે મેં લીધી માનની પ્રભાતેં પ્રમાંણુ ૩૪૮
વનિતા વૃત ધરી રહી દેખાડયુ નહી મુખ
ખટ માસે ખાંતેં કરી સાંમા પાંમી સુખ ૩૪૯
ત્યાંમા કહે "સીવ પુજીઇ પ્રિતી ધરીને પેર્ય
પછેં રાંણિ થૈ રહું રાજા તમારે ઘેર્ય" ૩૫૦
પુજા કરવા ગઇ પ્રેમદા દેત-દેહરા-માંહે
બોલાવી ખાંત્યે કરી અલોપ તરુણી થઇ ત્યાંહ ૩૫૧
અચિરત એ તો અતિ ઘણું કિહાં ગઇ નીરમલ નારિ?
માટેં કરવત લીજીઇ આવ્યો છુ આ ઠાર' ૩૫૨
સમઝયો સેઠ દિલડા-વિખે અંતસ્કરણ થઇ આસ
જીવતો નર ભદ્રા પાંમસ્યે વનીતા પોહોતી વાસ ૩૫૩

ચોપઇ

'સાંભલ લાખા આંણેં ઠાંમ કસ્તુરચદ માહારુ નાંમ
ઠુણલી પારખ તે હું થયો અચિરચ્યા જોવા તિહાં રહ્યો ૩૫૪
સારાં વાધાં કિધાં અગ્યો હુ ઠુણલી નેં લાખા તમ્યો'
ઓલખી મન મેહલીને મલ્યા તાપ હતા તે સરવે ટલ્યા ૩૫૫
લાખો કહેં 'નારિ તાહરી તે માયજણી બેંહન માહરી'
ગુભવચન તસ્કર જે સાથ 'જેં નેહર આપું તુઝ હાથ' ૩૫૬

'કસ્તુરચંદને નારી વરી એ માહરી પેટ તણી દીકરી'
કાસી-માંહે કોઠીનો ઠામ પ્રગટ કર્યું પોતાનું નામ ૩૫૮
વય કર્યો તિહાં અનરગલ ગરથ નેડાવ્યા અગાગતા રથ
કર્યાં પુંન્ય 'વીપ્રવાણી-જ મુંકાવ્યા કર જાત્રા કાસીઇ ૩૫૯
ત્યારે એકઠા પંથે પળ્યા દંત સેઠ-ઘર આવી ગયા
રાજા પેંચ' ઘણું છે' જાંણુ ગડગડીયાં હરખે નીશાંણ ૩૬૦
ચ્યાર એકઠા રંગે રમે . ભદ્રા રાંધે' જુગતે' જમે'
ચ્યાર બારણાં ચ્યાર અણુગાર ચતુરા નારી જાંણુ ચ્યાર ૩૬૧
પાંચ લાખ પોઠીનો દાંમ અપાવ્યો લાખાને' કિધું કાંમ
બે' નેઉર તણો જે ગરથ આપ્યો તસ્કરને' સાચો અરથ ૩૬૨

રાજા ઘેર પોતાને' ગયા દંતસેઠ તો સુખીયા થયા
નવટંકા મણી-જડીયા મહેંલ સોભા ઇંદ્રાસનની સહેંલ ૩૬૩
નવમી મેડીઇ નર ને' નાર કરે' કલોલ વનિતા વહેંવાર
રાત્ય દિવસ ન જાણે કોય આનંદ-લીલા અધકી હોય ૩૬૪
ઉપર સુઇ ને ઉપર જમે રામા-સાથે' રંગે રમે'
પોતાની દાસીને દાસ પ્રીતે માણુસ રાખે' પાસ ૩૬૫
વ્યાપાર વણુજ સુખ કે દુખ દેખી ન્સકે નહી કો સુખ
મા-લક્ષ્મીની જેહને મોટ તેહને શી ચિંતા કે' ખોટ? ૩૬૬
વિતાં વરસ રમતા ઇમ ચ્યાર સુખસાગરમાં નર ને' નાર્ય
દિવસ એક આવ્યુ શુભ પરવ લોક આવ્યા મહીસાગર સરવ ૩૬૭
નારિ દંતા સેઠ જ તણી પ્રીતે' સાથ પડોસણ ઘણી
રથ બેસી આવ્યા બારણે' મહીસાગર નાહવા-કારણે' ૩૬૮
વાતો કરે માહોમાહે સહુ કો કહે 'રાંધી મુંકે' વહુ'
કોય કહે' 'વહુ માંહિ ગલે'' કોય કહે' 'વહુ રુડું દલે'' ૩૬૯
કોય કહે' 'દાઢી લાગે પાય' કોય કહે 'બહુ ઢોલે વાય'
કોય કહે 'વહુ ચાપે ચરણ' સાંભલ્યુ સેઠાણીઇ કરણ ૩૭૦

તાહરેં તેહુને અચરજ અડયુ    અખંડ આંખે આંસુ પડયુ
'શ્રીવંત છો તમને સ્યુ દુખ?    મયદ્રી વાતનુ તમને સુખ ૩૭૧
તમ ઘેર તો દાસી છે ઘણી    એ વાતો અમ્હ ગરીબ જ તણી'
કહેં સેઠાંણી 'સાંભલ્ય બેહેંને    માહરી કુલવહુનાં ચેહેન ૩૭૨
આવિ જે દાઢે ઘરસુત્ર    નથી દિઠો મેં નયણે પુત્ર
નિત્ય ઉઠી પાએ લાગતો    મુઝ પાસે ખાવા માગતો ૩૭૩
ઠરતી આંખ દેખીને તન    ત્રપત થતું તિહાં માહરુ મન
તેહવો પુત્ર ન દેખુ દ્રષ્ટ    એહુથી તે બીજુ સ્યુ કષ્ટ?' ૩૭૪
દાસી એક હતી તેણીઇં લહ્યુ    સેઠસેઠાણી-આગલ કહ્યુ
'ઘણેં દુખેં રોતાં'તાં માત'    કહી માંડી સરવે તે વાત ૩૭૫
કહેં ભદ્રા 'સાંભલ્ય ભરતાર    ઉતરો અટારીથી આવો હાર
સંતોખો જઈ મા ને બાપ    પછે આવજ્યો આપોઆપ ૩૭૬
વેંપારવણજમાં ઘાલો મન    જમો છો બાપ રલ્યાનુ અન
નર રુડાને એ નવ્ય ઘટે    રોજગાર-વીણ માન જ ઘટેં' ૩૭૭

ચટ આલસ મરડી ઉઠીયો    જિમ મદગલ ગયદ છુટીયો
આવ્યો હેઠ તે આપોઆપ    બેંઠા છે જિહા મા ને બાપ ૩૭૮
'પીતા મને આગ્ના દિજીઇ    જે કામ ઘો તે કિજીઇ'
કહેં પીતા 'સુખીયા થાવો    કરમ કણુલ્યા છો બેંઠા ખાવો ૩૭૯
હજી લાડકવાયા છો તમ્યો    તમ જેવડા હતાજી અમ્યો
કરતા તાહરેં ભારે કાંમ    વીસ ક્રોડ જોડયા'તા દામ ૩૮૦
ઠાંમ ઠાંમ લખમી જે હોય    ચોરી થકી નથી આવી કોય
રલ્યા થકી મન્યો છે ગરથ    એમ રલેં સરેં નહી અનથ' ૩૮૧

છપય

જિમ સીકનેં માથે શૃંગ આપ પોતેં પખાલો
ગુરનેં હાથેં મઞ વાદ્ય વીકારી ગાલો

સાગરને પરઠયું પુર હીરો જિમ કુંદન જડીયો
ઇન્દ્રપુત્ર અધિકાર વલી વરઘોડે ચઢીયો
જિમ હકારો હાવિયો કવિ કુણે વખાંણીયે
સામલ કહે વાંચેં એટલો વ્યાપાર ચઢ જિમ વાંણિયો ૩૮૨

ચોપાઈ

રાખ્યા વાંણોતર આપેં ઘણા — ખાસ ખેલ ઘણું પોતા તણા
વાહાંણ વીસથી બમણાં લીધ — માલ ભરાવા તયારી કિધ ૩૮૩
કાલાં કાપડ મોંગે મુલ્ય — અતિસેં માલ ભર્યા અતુલ્ય
જાવેં જાત્રા મનસા ધરી — વાહણમાં ભારે વસ્તો ભરી ૩૮૪
સઢ પુરાવી નાંખ્યા દોર — વાગા નેહ નીશાંણે ઠોર
'કાંમિની કહ્યું અમારું કરો — મુઝ આવ્યા-વણ નવી ઉતરો ૩૮૫
ખાવો પીવો બેઠી-માલીઇ — આંખો નિત્ય બેંઠાં જાલીઇ'
ઉતર્યો આગન્યા માગી આપ — આવ્યો જિહાં બેંઠાં માબાપ ૩૮૬
કર જોડીને ઉભો રહ્યો — હેત-બોલ માબાપેંને કહ્યો
'વ્યાપાર કરતાં કિમ વારીઇ? — તમ વીણ જીવત કીમ હારીઇ? ૩૮૭
વેહેલા વલજ્યો માહરા પુત્ર — આ સર્વ રાંધ્ય તાહરું ઘરસુત્ર'
પુષ્પ નક્ષત્રે સાધી પ્રીત — ચઢો વાહણમાં રુડી રીત ૩૮૮
શુભ શુકન રુડી વાણીઇ — ખાલ્યાં વાંહણ કાસે પાંણીઇ
અગાધ્ય જલ વારુણવના નીર — રહે ધીરજવંતાને ધીર ૩૮૯
એક બે દિવસ કરતામાં વાત — થયા નિરમલ મસવાડા સાત
દેસ વિદેશ પરદેશે ગયો — તિહા તો એક અચંબો થયો ૩૯૦
રુડી રાત્ય તે સરદ જ તણી — શુભ પુન્યમ તે સ્વાતિ-તણી
એહ જોગ જે દાડે હુવો — સ્યુ કૌતિક થયુ તે જુવો ૩૯૧
અણુવ-વચ્ચે આવ્યો છે બેટ — છીપ્યાં વાંહણ પણ તે-તલે હેઠ
તેહ બેટ-તણે બારણે — ઉતર્યા સહુ ભોજન-કારણે ૩૯૨
જેહવા અઇરાવત હોઇ ગજ — પુર્યા છે સઢ ફરુકે ધજ
ઠાંમ ઠાંમ સુતા સહુ જાત — પોહોરો ટાઢ ગઇ છે રાત્ય ૩૯૩

નથી જાગતું માનવ કોય એકલો સેક આપોપેં જોય
બેઠો છેં જ્યોતિ દિપકની કરી માંડેં છેં નાંમું હઇયડેં ધરી ૩૯૪
તન મન ધન મેલ્યું છેં જ્યાંહે નથી જીવ બીજા કો માંહે
એક હંસની બીજો હંસ પંખી પણ દેવતાઈ અંશ ૩૯૫
અંતરીખ પખ વડેં પરવરેં અમુલક મુંઘાં મોતિ ચરેં
માનસરોવર ગુણ ગંભીર રહેં હંસ સહુ તેહની તીર ૩૯૬
સ્ફાટકમણીની તેહનેં પાલ્ય વરખ દેવવલીની જાલ
વરસેં મોતિનો તિહાં મેહ ઉજ્વલ હંસ-તણો છેં દેહ ૩૯૭
હંશ નરનારિની જોડય કાયા જોતેં પોહોચેં કોડય
સમુદ્રબેટ મોતિની ખાંણ્ય ચારા-કાજ ગયા નિરવાંણ્ય ૩૯૮
પાછા માંનસરોવર જાય આવ્યા અરધા અરણવમાંય
થાકિ પંખણી ઉડેં પાંખ દીઠાં વાંહણ છીપ્યાં તે આંખ્ય ૩૯૯

કહેં હંસની 'સાંભલ્ય હંશ પ્રાંણજીવન અધિપતિઅંશ
ઘડી એક જો બેસો વાંહાણ તો સુખ પાંમેં માહરો પ્રાણ' ૪૦૦
બેં બેંઠાં તે ઠાંમેં ઠરી શુભ વચન બોલી સુંદરી
'જાંણે સ્વરગ તણી છેં સેંર દિવ્ય જલ દરીયાની લહેંર ૪૦૧
અતિ ઉજ્વલ દિસેં છેં રાત્ય કહો આ વેલાની કોઈક વાત
કહો દિવસ? કિયુ છેં પરવ? સોભા સ્વરગ-તણી છેં સરવ' ૪૦૨
કહેં હંસ 'સાંભલ્ય કાંમ્યની જગતેં આજ રુડી જાંમ્યની
શરદ પુન્યમનેં સ્વાતિ હોય મહીમા-કલી સકેં નહી કોય ૪૦૩
નરનારિ કરેં જે સંગ હોય રીઝમાં રુડેં રંગ
એક નાડેં એક સાડેં સુત્ર પડેં બિંદુ પરહેં જો પુત્ર ૪૦૪

છપય

પડેં બિંદુ જો નારિ તાર અરણવ ઉદ્યોતિ
સવાલક્ષ સોહંત ઠરેં તિહાં મુંઘાં મોતિ
કેલે હોય કપુર સુર ઘણ-મુલી ઘોડા
બત્રીસ લક્ષણ વરદ પદ્મની જગતેં જોડા

નિરમલ ચિત નરનારિનું ઉદરેં ગર્ભ આવી અટેં
પુરુષ પ્રતાપીક પ્રગટેં છિક ખાતેં મોતી જરેં ૪૦૫

## ચોપઈ

હાથણિ સાંહાંમું હાથી જોય  ભદ્રજાતિક આ વેલાં હોય
શરદપુનમ સ્વાતિ કહેંવાય  અકલીત મહિમા તે ન કલાય' ૪૦૬
હંશેં એ વાત માંડીનેં કહી  વાંહણવટીઇ લેખામાં લહી
તાંણી ઉંડા મુકયો નિશ્વાશ  જિમ થયો હોય નેટ નીરાસ ૪૦૭
ઇમ નીશાસા મુક્યા ત્રણ્ય  હંસ હંસની સાંભલેં કેણ
'સ્યા માટેં એણેં મુકયો નિશ્વાશ  જિમ ચતુર પુરુષ મુકેં આશ' ૪૦૮
કહેં હંશ 'પુછો એહનેં  સ્યુ દુખ પ્રગટ્યુ છેં દેંહનેં?'
બોલ્યો હંસ તે વેલા વાણ્ય  'સાંભલ સાહુપુત્ર સુજાંણ ૪૦૯
સ્યા માટેં મુકયો નિશ્વાસ?  પ્રીતેં સાંભલુ તાહરેં પાસ
જુઠી વાત કહેં જો આપ  તો તુઝને બ્રમહત્યાનું પાપ' ૪૧૦
સાહુપુત્ર જોડીનેં હાથ  બોલ્યો હુશે હંસનેં સાથ
'પ્રેમદા તમ્યો વખાણી પેંય'  તેહવી ગુંણવંતી માહારેં ઘેર ૪૧૧
એ છેં સાહેં નાહે એક  એહવી વનીતા ઘેંર વિવેક
તમ્યો શત્ય વખાણિ આજ  કહેંતાં વાત આવે છેં લાજ ૪૧૨
એહ રેત્ય કાંમ્યની કિમ મલેં?  પ્રીત વચન માહરુ કિમ પલે?'
કહેં હંસ 'સુરે સ્યા માટ  વનીતા દુર છેં કેટલી વાટ?' ૪૧૩
સાહુપુત્ર કહેં 'સાંભલ્ય વીર  અગાધ્ય તો અરણવનાં નીર
કહું સી વેગલાની વાત?  પાંણીમાં પરવર્યાં મહીના સાત ૪૧૪

## દુહા

ત્રંબકસેન ત્રંબાવતી  મહીસંગમ ગાહાંમોલ
ગુજરદેશ ગુંણ-આગલો  અતિ વેગલો અતોલ' ૪૧૫
હંસની કહેં રે 'હંસ સુણિ  પુછેં ઉશંકલ થાયો
આ વેલા તમ્યો એહનેં  મંદિર મધ્યે લેઇ જાયો ૪૧૬

મલે ને એહની માનની ભગત ઘણેથી ભાવ
ઉદય અકલ ઘણેં કરી ઉગતા પહેલા આવ્ય' ૪૧૭
હંસ તે બોલ્યો હેતથી 'ઉદય આલશ તજ્ય આજ
બેંસ્ય પીઠ બાધુર થઈ કર્ય મન રુડાં કાજ ૪૧૮
પ્રતિજ્ઞા પ્રૌઢિ કરી ખોટિ ન કરો ખ્યાંત
પલકમાં પાછા વલો કાંમિની જોઈ કાંત્ય' ૪૧૯
હંસની રહી તિહાં હોડીઇ અતીશ ઉડયો હંશ
કસ્તુર કોટ ઉપર ચઢયો વારુ દેવાંશી અંશ ૪૨૦
આકાશ આગલથી ચઢયો નિરખ્યું તેણે ગાંમ
ધનુષતણી પરેં ઉતર્યો આવ્યો તેણે ઠાંમ ૪૨૧
'કહેં રે મેંહેલ તાહરા કીહાં? ઉલખ્ય આપેં આજ
પેંશ મંદિરમાં પ્રિતથી કર્ય કાંમીનીથી કાજ' ૪૨૨

નવટુંકના નવલાખના રુડા રાતે રંગ
દિપક આઠ અટારીઇ શોભા રુડો સંગ ૪૨૩
માંનની બેંઠી માલીઇ જુવતી જંતર વાહેં
અકસ્માત ઉભો રહ્યો વનિતા વિસ્મેં થાય ૪૨૪
સ્યાંમા જાણે સ્વપ્ન છં કે ચેટક કે ચોર
કૌતિક કાંયક કારિમું અભિનવો અંકોર ૪૨૫
કણુલ સેઠ કસ્તુર એ અધિપતિ માહરો આપ
જુવતિ જોઇ રહી તીહાં પંખીનો પ્રતાપ ૪૨૬

ચોપઈ

સાહ કહેં 'સાંભલ સુંદરી સ્યું ભાલેં છેં દ્રષ્ટેં ભરી?
માસ સાતની વાટેં ગયો નેંહ આજ મુઝનેં તાહરો થયો ૪૨૭
પંખી-આગલ્ય કહી મેં પ્રીત્ય શંમા મેહલી રુડી રીત્ય
એહ પંખીની પીઠેં ચઢી આવ્યો છુ ઇહાં આ ઘડી' ૪૨૮
નારિ કહેં 'ભલેં આવીયા માહારે મન તમ્યો ભાવીયા'
થયાં કામાતુર નર નેં નાર તે વેલાં કીધા વેહેવાર ૪૨૯

નારિ કહે 'નર સાંભલ્ય નેટ    પુરણ ગરભ રહ્યો મુઝ પેટ
હવેં નહી જવાઇજી તમ્યો    તજસ્યું પ્રાંણ વણખુટેં અમ્યો ૪૩૦
મા-બાપ તમારાનેં જૈ મલો    પછેં પંથ તમારેં પલો'
હંસ કહેં 'ખોટી થાયું છું    હું માહરેં મારગ જાયું છું' ૪૩૧
દાસી હુંતિ તીહાં દશ બાર    રાખી સાખ પછેં તિણ ઠાર
તેહ નારિ ન મુંકેં હાથ    'સાહપુત્ર મનેં તેડા સાથ' ૪૩૨
હંસેં તે સખીયો સાથમાં    આપ્યાં મોતિ બેં હાથમાં
નારિ જોવા ગઈ દિપક પાસ    ઉડ્યો હંસ તેડી આકાસ ૪૩૩
નાવી વાટમાં ઉની આંચ    આવ્યો જવ ઘડીકા ગઈ પાંચ
ખેમ-કુશલેં મુંક્યો વાંહાંણ    'સાંભલ વાંણ તું ચતુર સુજાંણ' ૪૩૪
પ્રણાંમ કરી તે હંસ જ ગયો    પ્રાતુસ્કાલ એ રીત્યેં થયો ૪૩૫

દુહા

સહ પુર્યા સવારમાં    વાયા વાયસ વાય
વાંણ્યપુત્ર વેંહેવારિયો    જુગતેં જાવેં જાય ૪૩૬
જાવે જે કો નર ગયો    નાવેં મંદિરમાંય
આવેં રલી જાવા-થકિ    તો પરિયાના પરિયા ખાય ૪૩૭
જોયે જોખ ઘણી જુઇ    ચઢયો વેંપારિ વાંહાંણ
અધિકું સ્યું રુડું એહ-થકી?    જિહાં રતનની ખાંણ્ય ૪૩૮
વેંચેં વસ્તુ માહામુલ્યથી    પુરણ લાભથી પેય'
માનની મેહલી માલીઇ    તેહની તે સી પેય'? ૪૩૯
ગુણવંતીનેં ગરભ વાધીયો    ભારે કરમનો ભુપ
વનીતાનેં ઘણું વાધીયુ    રાજ-તેજ રીધ્ય રુપ ૪૪૦

પંચ માસ પુરણ થયા    નણદિ આવિ ત્યાંહ
ઉચી ચઢી અટારીઇ    ભાભી ભદ્રા જ્યાંહ ૪૪૧
રુપ દિઠું રંભા સમું    નમીયાં દિઠાં નેંન
ઉદર તે ઉનત નીરખીયું    ચંચલ દીઠાં ચેંહેંન ૪૪૨

'ભાભી તેં ભલું કર્યું' એ લખ્યણુ-સ્યુ આજ
બોલ્યાં બોહોતર બાપનાં કુલ દંતાને લાજ ૪૪૩
ભાઈ પરણ્યા'તા ભાવથી ધાહો લખીને ગરજ
તે તેં તાહરુ પાલીયુ કાંમિની વાલ્યુ કરજ ૪૪૪
સેંવાસ તેં સારું કર્યું ? ગરભ વધાર્યો ઘેર
વિર ગયાં તો વરસ થયુ પોહોઢી કીધી પેર ૪૪૫
સ્યું કહેસ્યો સસરા-આગલેં ? સ્યુ કહેસ્યો મા નેં બાપ?
શું એ ધાહો પુરો કર્યો તે તમેં પાલ્યુ આપ!' ૪૪૬
નારિ કહેં 'નણુદિ સુંણો પુરો પ્રીતેં દાસ
હંસે ચઢીનેં હેતથી પીયુ આવ્યો પાસ' ૪૪૭
સાખ્ય પુરી સહુ દાસીએ લાગુ દાવાનલ દુખ
'માંનસેં તાહરી માવડી' કહીનેં મરડયુ મુખ ૪૪૮
'બોલ સુઝે છે બાદલા તેહ કરેનેં તાજ્ય
મુખ બોલો છો માહરેં લેસ તો મનમાં લાજ્ય!' ૪૪૯

છપય

વીપ્ર સીર એ વાંક આક ભલે નવી ભણીયો
વેંપારી સીર વાંક રંક કહેં વાંણીયો રણીયો
રાજા સીર એ વાંક જે વાંક વીના લખ્ય લુટેં
જાચિક સીર એ વાક જે શઠ કરે કેં રુઠેં
ચાતુરનેં વાક ચોરીન્તણો ઘણા લોક સીર ગાલનો
વડો વાંક વનીતા સીરેં સામલ કહેં અધિક આલનો ૪૫૦
બાલ્ય પ્રદેશી પ્રીત્ય બાલ્ય વાત આડીની
બાલ્ય રાંડની રીત્ય બાલ્ય બુધ્ય ચોર ગ્રાડીની
બાલ્ય ભીખમાં ભોગ બાલ્ય જોર જુઠાનું
બાલ્ય દેહ જે રોગ બાલ્ય શંક રુઠાનુ
બાલ્ય જીવ્યું જે બાપડા બાલ્ય હિમત્ય હરાંમીની
સાંમલ કહેં બાલ્ય તે નારિનેં કલંક ચઢ્યુ જે કાંમીની ૪૫૧

બાલ્ય લંપટની લાજ બાલ્ય ખટપનનું ખાવું
બાલ્ય કવાસે વાસ બાલ્ય જુઠા ઘર જાવું
બાલ્ય સાદુનું સગપણ બાલ્ય વીપ્રસ્યું વઢવું
બાલ્ય ગરથ વીણ પ્રસ્ન બાલ્ય જારીનું જડવું
બાલ્ય પ્રીત પરનારિની બાલ્ય અજાંણ્યા-સ્યું નેહને
બાલ્ય કવંદી કાંમ્યની સાંમલ કહે તજ્ય તેહને ૪૫૨

ચોપઈ

નંગા કરી તે નણદિ ગઈ માબાપને પાસે જઇ રહી
કહ્યો અક્ષર દિઠો તે આંક 'પડ્યો વડેરો વહુનો વાંક ૪૫૩
નારિ નિચ છેકજ એ નેટ પ્રૌઢો ગર્ભ વધાર્યો પેટ'
સસરો સાસુ સજન સહુ 'ફટ ફટ' કરે સહુ તીહાં બહુ ૪૫૪
'રાખો વાત છાંનિ આ ઠાર કદાચિત વાત જાંણે દરબાર
પૈસા માગતા કરસ્યે સોક ઉપર ડંડ બીજો લેસ્યે રોક ૪૫૫
માટે પીહર એહને પરહરો કુથલી આજ સાંને કરો
એહનું કર્યું ભોગવસ્યે એહ નાણ્યો કેણે એહસ્યુ નેહ ૪૫૬
ઉડી તાહરા રુપમાં વાટ મોટું કલંક ચઢ્યુ તે માટ' ૪૫૭

છપય

પરહર્ય માન-વણ દાન પરહર્ય હેત-વીણ ખાવું
પરહર્ય બાલ-સ્યુ ખ્યાલ પરહર્ય ચિત-વીણ ચાહવું
પરહર્ય વડાં-સ્યુ વેર પરહર્ય પુત કપુતો
પરહર્ય લપટ ગોર પરહર્ય સીધ જો ધુતો
પરહર્ય મીત્ર ઘણો લાલચી પરહર્ય પંચની લાંચમાં
સાંમલ કહે પરહર્ય પ્રેમદા જે અન્ય પુરુષની આંચમાં ૪૫૮

ચોપઈ

કાંમિની સહુએ કુડી કરી પીહરમાં મહેલી પરહરી
સણગાર સરવ ઉતારી લીધ પાંગરણ પાતલુ પેહેરણ દિધ ૪૫૯

પરહરિ મુંકિ રુઠી પેંયં　　ગઇ પોતે પીતાને ઘેંયં
કરતુત કાંમીની-કેરાં કહ્યાં　　લક્ષણુ સરવેં સાચાં લહ્યાં ૪૬૦
ગરથ ભરી આવ્યો'તો જેહ　　નિમીખ ન રાખ્યો તીણું નેહ
જાહરેં રુઠેં છેં શ્રી રાંમ　　કોય ન આવેં તાહરેં કાંમ ૪૬૧

છપય

પિતા કહેં નહી પુત્ર બેંહેંન કહેં નહી ભાઈ
　　માંમો ન કહેં ભાંણેજ સસરો ન કહેં જમાઈ
નારિ ન કહેં નાહ સગો ન કરેં સગાઈ
　　મીત્ર કહેં નહી મીત્ર પ્રીય ન કહેં પીતરાઈ
વેંરી પાય વાહલાં સહુ દેખાડેં નહી દાંમજી
　　સાંમલ કહેં સગપણુ ગયું જહારેં રુઠા રાંમજી ૪૬૨

ચોપઈ

મા-બાપ કહેં 'જણી જાહરેં　　ગર્ભ ગલ્યો કાં નહી તાહરેં ?
જીવત કાં થયુ તાહરું ?　　તેં કાં કુલ બોલ્યુ માહરું ? ૪૬૩
કરૂપ કાંઈ નાવિ પેટ ?　　રુડી રુપ તે ઉઠી વેઠ' ૪૬૪

છપય

ન સોભેં રાંડી-રૂપ ન સોભેં વિપ્ર વણુ-વિદ્યા
　　ન સોભે સૈન્ય-વણુ ભુપ ન સોભેં સીધની ન દ્યા
ન સોભેં સસ-વણુ સુર ન સોભેં રાગ-વીણુ ગાણું
　　ન સોભેં ગજ-વણુ સૈન્ય ન સોભેં સુમ ઘેર નાંણુ
ન સોભેં નદીયો નીર-વીણુ ન સોભેં દાતા દાંન-વીણુ
　　સાંમલ કહેં સોભેં નહી માંનવ રુડું માંન-વીણુ ૪૬૫

ચોપઈ

મા બાપેં વિચ્યારું મન　　"ડંડે ગામ-તણો રાજન
નાત્ય-આહર કાઢે સહુ સાર　　જાઇ વ્યાપારેં વિવહાર ૪૬૬
જાઇ ઈજત સગાંમાં સાથ　　લોક દેખાડેં દુસેં હાથ" ૪૬૭

દુહા

માંન મુંદ્રી માને કહ્યું 'નથી અમારો વાંક
હંસ ચઢી નર આવીયો તે નિશ્ચે આડે આંક ૪૬૮
સાખ્ય દાસી દસ તેહની સાચું કહું છું સુત્ર
કસ્તુરચંદસા એકનો પેટ રહ્યો છે પુત્ર' ૪૬૯
માઇ મોહ મચકોડીયું 'જુવતી બોલી જુઠ
જીવ-જીવાડણ કારણે આલપંપાલે ઉઠ' ૪૭૦
ન્યા ચુકવ્યો સહૂ નારિએ 'મુંકો જે વન-માંહિ
વાઘ સીંઘ વરુ ઘણાં આપે કરડી ખાઇ ૪૭૧
નારિને હણવી નહી જો વાંક પડે શત લાખ
પરહરવી તે પ્રીત-વીણ બોલે સાસ્રની શાખ્ય' ૪૭૨
ગાંઠે ગરથ ન બાંધીયો નહી વસ્ત્ર વીવેક
કાહાડી મુંદ્રી કાંમીની આપે એકલી એક ૪૭૩
ડોલીઇ બેંસારી દીકરી ઉપાડી જણ પાંચ
મુંકિ કહાં જે રાંનમાં જિહાં અરણ્ય-તણી બહૂ આંચ ૪૭૪
વારુ વાઘ સીયાલીયાં સીંઘ હરણ ને સાપ
મુકી સહૂ મંદિર ગયાં રાંમા રહી રણ આપ ૪૭૫
સંભારે શ્રી રાંમને કરે વીલાપે વાંણ્ય
'સાર કરે તે માહરી દીનકર તેલો ભાંણ ૪૭૬
આચાનો સુરજ સાખીયો પ્રત્યક્ષ દેવ મહારાજ
દાવાદલ માહાદુખ પડયું તું રાખે મુઝ લાજ' ૪૭૭

ચોપઈ

હઇયડાં-માંહે રાખી ધીર પીધું સરોવરમાં જૈ નીર
આગલ પાછલ વારુ વાઘ ચઢી એક ધુલરને આડ ૪૭૮
પાકાં ધુલર વીંણી ખાય જલ પીવા સરોવરમાં જાય
રાત્ય અંધારી ગાજે ઘોર તલે થઈ બહૂ જાઈ ચોર ૪૭૯

વાઘ સીંઘ ગરજનાયો કરેં   કોમલ કુવરી દેખી ડરેં
'ત્રાહ ત્રાહ રે શ્રી ગોપાલ   જુહું ચઢ્યું જુવતીને આલ' ૪૮૦
મુખમલમાં પોઢં જે જાત્ય   તે ઝાડ ઉપર કાઢં છેં રાત્ય
કસ્તુરીઇ જે નીત્યેં નાહાય   તે ધુલરાં વીણી ખાય ૪૮૧
જેહનેં દાસીયો ચાંપેં ચરણ   તે રહેં આપેં એકલી વન
સઘલી વાતનું જેહનેં સુખ   તે વેઠેં નિત્ય ભુંડી ભુખ ૪૮૨

ઉદર ગરભ-તણેં કારણેં   કાહાઢી મુંકી તે બારણેં
એક માસ થયો જેટલેં   આવ્યો વણજારો તિહાં તેટલેં ૪૮૩
માલ અનરગલ સાથેં મોટ   લાખીણી લાખાની પોઠ
ટાંડું બાધા રણમાં ઢલેં   લાખો ઉતર્યો ધુલર-તલેં ૪૮૪
દીવસ બેં રહી તે જાહાડ   ભુખ, તરસ, તડકો નેં ટાઢ
સુર્ય આવ્યો જહારેં શીશ   ખાય છીક લાખો તે દીસ ૪૮૫
ઉચી દ્રષ્ટ કરી જાહરેં   નારિ વલગી દિઠી તાહરેં
ડાકણ, વ્યંતરી. વેંશી એહ   સીધ, સીકોતરી, જક્ષણી દેહ ૪૮૬
કરેં બાલદાં કેરી હાંણ   કેં બાલકના લેસેં પ્રાંણ
ખેંચી કબાંન ચઢાવ્યો તીર   ઉઠો આલસ મોડી વીર ૪૮૭
'ઉતર્ય રાંડ કરેં સ્યુ કાંમ ?   હવડાં મારું આંણું ઠાંમ'
નાખેં તીર તવ બોલી બાઈ   'મમારેસ, મમારેસ રેલાખાભાઈ' ૪૮૮
લાખો કહેં 'કરેં સાં ચેંન ?   તું કિયા દાદાની માહારી બેંન ?'
'હું. વીરચંદ-કેરી દીકરી   દંતપુત્ર કસ્તુરેં વરી ૪૮૯
ભદ્રાભાંમીની માહરું નામ   મહાદુખેં રહી આ ઠાંમ'
વનીતા-કેરી સાંભલી વાત   'ભલેં ભલે હો માહરી માત' ૪૯૦
ઉતારીનેં લાગી પાગ્ય   આપી સુંદર રહેંવા જાગ્ય
અમૃત મેવા આપ્યા આહાર   પેંહેરાવ્યા સોભીતા સણગાર ૪૯૧
'આ જે માલ ખજાંનો દ્રવ્ય   સ્મૃધ સઘલી તાહરી સર્વ
સોજન મનભાવતાં જમો   વણજારીયોમાં રંગેં રમો' ૪૯૨

ભદ્રા ઠરી રહી છે ત્યાંહેં    કરે આણંદ વણુજારી-માંહેં
નારિ સુખ પામી છે નેટ    વધે ગર્ભ પોતાને પેટ  ૪૯૩
બત્રીસી રસોઈયો કરે    તે લાખો જમીને ઠરે  ૪૯૪

દુહા

બીજી જે વણુજારીયો    તેહને પડીયો ભાર
'કિહાંથી આવી કાંમીની ?    રુપ તણો અવતાર  ૪૯૫
આવસ્યે એહને દીકરો-    ઝાઝાં હોસ્યે માંન
બેંન બેંન માહેં કરે    તે તો ફોગટ તાંન  ૪૯૬
નારિ કરીને રાખસ્યે    અધિકાર સુંપી એ તીર
આપણાં એ ઉતારસ્યે    નારિ એ તો નીર'  ૪૯૭
વિચ્યારે એ વણુજારીયો    'પરહરીઇ એ પેંચ'
રાખવી એ નવિ ઘટે    નહી ઘટે એ ઘેચ'  ૪૯૮
પોઠ તિહાંથી ઉપડી    ઘડ પુર પાટણુ જાય
હાંસ્યું ટાંડું સુંદરે    આનંદ અંગ ન માય  ૪૯૯

ચોપઈ

વેચે જે પોતાની વસ્ત    સોદો લે છે લોક સમસ્ત
આવે લોક ચોડી નીરખવા    ન્યાય અન્યાય પ્રીતે પરખવા ૫૦૦
જાય લખાંનીયો ગાંમ જ માંહેં    જુઇ બાજાર તરતીબે ત્યાંહેં
દોસી દલાલ ગાંધીનાં હાટ    નેસ્તી નાંણાવટીયા વાટ  ૫૦૧
જોતિ જોતિ આવિ સહુ નારિ    જિહાં ગુંણીકા કેરા દરબાર
હાલી માંચીયો બેંઠી તેહ    આપ સમારે રુડી દેહ  ૫૦૨
અબીર અરઘજા અહેંક બરાસ    પાંન ફુલ નેં લીલવીલાસ
કરે રાગ નેં ગાઇ ગીત    અંગ સમારે પુરી પ્રીત્ય  ૫૦૩
તિહાં લખાંનીયો જોવા રહે    તેહને ઉત્તર ગુંણીકા કહે
'ઇહાં તો મરદાંનાં કાંમ    કાંમ્યનીયો કિમ આવી આ ઠાંમ ? ૫૦૪
કાંય કાંમ હોય તો કહો    હુંસ હોય તો વાસો રહો
ખાવો પીવો નેં ખુબી કરો    સણુગાર નીત્યે નવલા ધરો' ૫૦૫

દુહા

હસી બોલી વણજારિયો 'એક નારિ અમ પાસ
તે ઘણી છે કુટડી તુંમ સહુને રાખે દાસ ૫૦૬
તમ મંદિર હોય માંનની તો ઘેહેલું થાઇ ગાંમ
ટંકસાલ તમ ઘેરે પડે દે મનગમતાં દાંમ ૫૦૭
ગાંમ સમંધ નહી ગોરડી રઢીયાલી કો રુપ,
તમ ઘેર તે બેઠી રહે તો નિત્ય પધારે ભુપ' ૫૦૮
તે શુંણીકાએ સાંભલ્યુ 'વનીતા રુડે વાસ
તેહને સીર સ્વાંમી હસ્યે તો અમને સ્યાંની આશ? ૫૦૯
વેચે તે વનીતા વડી દેઉ ઘણેરો ગરથ
તે આવે અમ મંદિરે સરે અમારો અરથ' ૫૧૦

ચોપઈ

કહે લબાંનીયો 'કહું તે કરો વગર ગરથે નારિને હરો
વણકાત્યે વણપીજે વસ્ત્ર તેહવો એક બતાવું દસ્ત ૫૧૧
લાખો નાયક ટાંડા-તણો જસ મહિમા જગતમાં ઘણો
ડેરો તાંણી બેઠો જીહાં સહુ કો રમવા આવો તીહાં ૫૧૨
કોટિક રુપ એ કાંમ્યની ભરજોવનમાં છે ભાંમીની
માસ સાતમો તેહને પેટ એ ઇધાંણ નારિનું નેટ ૫૧૩
તે રાંમા રણમાંથી જડી વૃક્ષ ઉલર ઉપર ચઢી
ડેરા કિધા'તા તે ઠાંમ ભદ્રા કહે છે તેહનુ નાંમ ૫૧૪
તમે તેહનો ઝાલો હાથ વડો લાખા વણજારા-સાથ
કહેજ્યો "એ માહરી દાસ કિમ રાખિ લબાંની-પાસ ૫૧૫
દંડ ઘણો તમને દેઇસ્યુ માલ પોઠ લુટી લેઇસ્યું
નાહિ છે આંઝો લેઇ ગરથ સર્યો આજ મલ્યા તે અરથ" ૫૧૬
તે વાતે અમ્યો દેઇસ્યુ સાખ્ય સહુ-કો સાથ બોલીસ્યુ ભાખ્ય ,
તે વાતની પ્રતિજ્ઞા કરી સુંપીસ્યું તુઝને સુંદરી' ૫૧૭

એહવો થાપ ભાંગીની ભાવીયાં તરુણી સહુ ટાંડે આવીયાં
લેઇ પોતાનો સઘલો તાચ આવિ ગુંણુકા કરવા નાચ ૫૧૮
રીઝયો લાખો ઘરમાં ગયો બોલ ભદ્રા-પ્રતેં કહ્યો
'એક મોહુર સોનાની લ્યો જાવો બાહુર ગુંણીકાનેં દ્યો' ૫૧૯
ભદ્રા બાહુર આવી આપવા ગુંણુકાનેં રુડું થાપવા
એટલે તેણીઇ ઝાલ્યો હાથ પાડિ બુમ વદી તે-સાથ ૫૨૦
ઝાલી લાખા-કેરી બાંહ લેઈ ચાલી રાજદ્વારા-માંહિં
'વેચાતું પોઠ તાહરી કિમ રાખેં દાસી માહરી ૫૨૧
એ ભદ્રા દ્રવ્ય લેઈ ગઈ ઝાડ ઉમરા-કેરે રહી
માટે પાછિ આપો મુંને નહીતરદરબારલેઈજાઇસ્યું તુંને' ૫૨૨

દુહો

લખાંની કહે 'લાખા સુંણો ખોઇસ સઘલો માલ
કાઢિ મેલ્ય એ કાંમ્યની સીદ પડે છેં ખ્યાલ? ૫૨૩
સાખ્ય પુરીસ્યેં સહુ તાહરી નહી વણુંજારિ એહ
ઘેર કિમ રાખેં ગોરડી? દેખી રુડી દેહ?' ૫૨૪
ગયે ઝાલી ઘણું જણી કાઢિ મેહલી બાહ્ય
ગુંણીકા ઘેર લેઈ ગઈ નક્ષત્ર-સરખી નાર્ય ૫૨૫
દિધાં વધાંમણાં વિધવિધેં ઉછવ અધિકો હોય
રુપ રંભા એ ગજવી કહી ન સકે હોય ૫૨૬
માંનની વાહલી માલીઇ સહુ કો લાગે પાઇ
અમૃત ચીજ આગલ ધરી ચીતમાં સહુ કો ચાહેં ૫૨૭

'અમ્યો સહુ તાહરી દાસીયો તું માહરી સરદાર
પાંન ચાવો પ્રીતેં કરી પેંહેરો શુભ શણગાર ૫૨૮
બિજા લોક જે બાપડા માંનવ રુડાં મન
દિવાલી તેહનેં વરસમાં આવે એકજ દિન ૫૨૯

નિત્ય દિવાલી આપણે નિત્ય નવા સણગાર
નિત્ય નવાં પાગુરણુ પહેરણે નિત્ય નવા ભરતાર ૫૩૦
નિત્ય નવા અંગ અર્ધજા નિત્ય ચાતુરી ચંત
નિત્ય નવી સંગત્ય ભલી નિત્ય કોડીલા કંથ ૫૩૧
જે આવે તે નર નવો કરે પરાણે પ્રીત્ય
લાવે વસ્ત લેખાંવની એહ આપણી રીત્ય ૫૩૨
બિજી જુવતિ જાર કરે પલક એક પરવેશ
દેખાડે સહુ આંગલી રહી ન સકે દેશ ૫૩૩
બીડી બલે સહુ બાપડી જોઈ ન સકે જાર
નિરભયથી નીસ્યંક-સ્યું ભોગવીઇ ભરતાર ૫૩૪
લાહો લાખીણો લીજીઇ મનુષ્યા-દેહનો મેલ
પેહેરો ઉઠો ખાવો પીવો અહરનીશ ખાંત્યે ખેલ' ૫૩૫
જાદ્રા મન વીચ્યારીયુ 'સંકટ આવી સાથ
ના કહેતે નહી ઉગરું પડી હરામી હાથ' ૫૩૬

છપય

ફટ પડયો અવતાર જે રહ્યું નાર્યનું ખાયે
ફટ પડ્યો અવતાર જે શુંણુ સત્રુના ગાયે
ફટ પડ્યો અવતાર જે જાર માતનું જુઇ
ફટ પડ્યો અવતાર જે નામ બાપનું ખુઇ
પરવશ પરસેવન પરઘર નિત્ય પરદેશ ફરવું ઘણું
ફટ પડ્યો શાંમલ કહે શુભકુલમાં શુંણીકાપણું ૫૩૭
કુલ રુડે કલંક રંક કરે રાજાને
કુલ રુડે કલંક મટે માંન માઝાને
કુલ રુડે કલંક બહુ પરીયા બુડાડે
કુલ રુડે કલંક આબ્ય સાંચિ ઉઝાડે
સાસરે સુસાલ સજન સહુ બુડાડે તે આપને
સાંમલ કહે સમાંણસાં રખે તજો કો આપને ૫૩૮

એહવે થાપ ભાંગીની ભાવીયાં તરુણી સહૂ ટાંઢે આવીયાં
લેઇ પોતાનો સઘલો તાચ આવિ શુંણકા કરવા નાચ ૫૧૮
રીઝયો લાખો ઘરમાં ગયો બોલ ભદ્રા-પ્રતેં કહ્યો
'એક મોહર સોનાની લ્યો જાવો બાહર શુંણીકાનેં દ્યો' ૫૧૯
ભદ્રા બાહર આવી આપવા શુંણકાનેં રુડું થાપવા
એટલેં તેણીઇં ઝાલ્યો હાથ પાડિ બુમ વઢી તે-સાથ ૫૨૦
ઝાલી લાખા-કેરી બાંહ લેઈ ચાલી રાજદ્વારા-માંહિં
'વેચાવું પોડ તાહરી કિમ રાખેં દાસી માહરી ૫૨૧
એ ભદ્રા દ્રવ્ય લેઈ ગઈ ઝાડ ઉમરા-કેરેં રહી
માટેં પાછિ આપો મુંનેં નહીતર દરબાર લેઈ જઇસ્યું તુંનેં' ૫૨૨

દુહો

વણાંની કહેં 'લાખા સુંણો એોઈસ સઘલો માલ
કાઢિ મેલ્ય એ કાંમ્યની સીદ પડેં છેં ખ્યાલ? ૫૨૩
સાખ્ય પુરીસ્યેં સહૂ તાહરી નહી વણજારિ એહ
ઘેંર કિમ રાખેં ગોરડી? દેખી રુડી દેહ?' ૫૨૪
ગલેં ઝાલી ઘણે જણી કાઢિ મેહલી બાહર્યં
શુંણીકા ઘેર લેઈ ગઈ નક્ષત્ર-સરખી નાર્ય ૫૨૫
દિધાં વધાંમણાં વિધવિધેં ઉછવ અધિકો હોય
રુપ રંભા એ ગજવી કલી ન સકેં કોય ૫૨૬
માંનની ઘાહલી માલીઇ સહૂ કો લાગેં પાઇ
અમૃત ચીજ આગલ ધરી ચીતમાં સહૂ કો ચાહેં ૫૨૭

'અમ્યો સહૂ તાહરી દાસીયો તું માહરી સરદાર
પાંન ચાવો પ્રીતેં કરી પેંહેરો શુભ શણગાર ૫૨૮
બિજા લોક જે બાપડા માંનવ રુડાં મન
દિવાલી તેહનેં વરસમાં આવે એકજ દિન ૫૨૯

નિત્ય દિવાલી આપણેં નિત્ય નવા સણગાર
નિત્ય નવાં પાગુરણુ પહેંરણેં નિત્ય નવા ભરતાર ૫૩૦
નિત્ય નવા અંગ અર્ધંજા નિત્ય ચાતુરી ચંત
નિત્ય નવી સંગત્ય ભલી નિત્ય કોકીલા કંથ ૫૩૧
જે આવેં તે નર નવો કરેં પરાંણે પ્રીત્ય
લાવેં વસ્ત લેખાંવની એહ આપણી રીત્ય ૫૩૨
બિજી જુવતિ જાર કરે પલક એક પરવેશ
દેખાડેં સહુ આંગલી રહી ન સકેં દેશ ૫૩૩
બીડી બલેં સહુ બાપડી જોઈ ન સકેં જાર
નિરભયથી નીસ્યંક-સ્યું ભોગવીઇ ભરતાર ૫૩૪
લાહો લાખીણો લીજીઇ મનુષ્યા-દેહનો મેલ
પેંહેંરો ઉઠો ખાવો પીવો અહરનીશ ખાત્યે ખેલ' ૫૩૫
ભદ્રા મન વીચ્યારીયુ 'સંકટ આવી સાથ
ના કહેંતે નહી ઉગરું પડી હરામી હાથ' ૫૩૬

છપય

ફટ પડયો અવતાર જે રહ્યું નાર્યનુ ખાયેં
ફટ પડ્યો અવતાર જે શુંણુ સતુના ગાયેં
ફટ પડ્યો અવતાર જે જાર માતનું જુઇ
ફટ પડ્યો અવતાર જે નામ બાપનું ખુઇ
પરવશ પરસેવન પરઘર નિત્ય પરદેશ ફરવું ઘણું
ફટ પડ્યો શાંમલ કહેં શુભકુલમાં શુંણીકાપણું ૫૩૭
કુલ રુડેં કલંક રંક કરેં રાજાનેં
કુલ રુડેં કલંક મટેં માંન માત્રાનેં
કુલ રુડેં કલંક બહુ પરીયા બુડાડેં
કુલ રુડેં કલંક આથ્ય સાંચિ ઉજાડેં
સાસરેં ગુસાલ સજન સહુ બુડાડેં તે આપનેં
સાંમલ કહે સમાંણુસાં રખે તજે કો આપનેં ૫૩૮

ચોપઈ

'એહને કુલ તો એ વ્યાપાર હું પરવસ પડિ અપાર
હવે હું સ્યો કરું પરપંચ નથી કો છુટાનો સંચ' ૫૩૯

છપય

પરવશ પડીયો વાઘ લાગ પડે તો છુટે
પરવસ પડિયો રાયો દાવો આવે તો રુઠે
પરવસ પડિયો સાપ આપ ચાલે તવ ખાઈ
પરવસ પડિયો ચોર કોર પાંમે તો જાઈ
પરવશ પડિ જે પ્રેમદા કુલ સુધ્યે લેઈ આપને
સાંમલ કહે કઠણ અતિ પરવશ રાખે આપને ૫૪૦

ચોપઈ

'સંકટ મોટું આવિ પડયુ જહું કલંક મુઝ મસ્તક ચઢયુ
ઈશ્વિર રાખે માહરું આપ' જપવા માંડયો તેહનો જાપ ૫૪૧
હઈયડે દુખ પણ મોઢે હસી ભ્રાંત ન આંણે તેહમાં કસી
'બાઈ એક માગું છુ માંન પ્રસવે જહાર સુધી સંતાંન ૫૪૨
તાર સુધી નવિ કહેસ્યો તમ્યો એકાત્ય જાગ્યો ઉતરીઈ અમ્યો
કોય પુરુષ-સાથે નહી રમું ભોજન માહરી મેલે જમું ૫૪૩
પછે તમે કહેસો તે કરુ ધન રલી આપી ઘર ભરું
કરીગરી કહુ છુ માતા તુને' એટલુ માગ્યું આપો મુંને" ૫૪૪
સટ તે વાતે સુખીયા થયા હરી ભદ્રા તે ઠાંમે રહ્યાં
અવધ્ય થયા પુરણ દશ માસ પ્રસગ્યો પુત્ર પોહોતી મનઆસ ૫૪૫
સાક્ષાત્કાર કો બિજો કાંમ દેવરુપ દેવાંસી ઠાંમ
આગતસ્વાગત અદકેરી કરે જોતાં સુખ દુખ સઘલુ હરે ૫૪૬
પુત્રને નવરાવ્યો નારીઈ બાલા બેઠી આપે ખારીઇ
સ્રી-કીરણ પડયાં જેટલે આવી છીંક સુતને તેટલે ૫૪૭
'ખમા ખમા' કહ્યુ વતન પડયાં ખોલામાં બે રતન
અમુલ્યક જગતે બે જોડય નહી તેહને આંપણ ને ખોડય ૫૪૮

વચન સ્વાંમીઇ કહ્યું તે મલ્યું કહે ભાંમ્યની 'મુઝ ભાગ્ય જ ફલ્યું'
વિતા દિન હવે ચ્યાલીસ નાંમ્યું તે ગુણકાંઈ શીશ ૫૪૯
'હવે વેપાર તમો જારી કરો હેત આવે તે ઉપર ધરો'
નિત્યે છીંકો ચ્યારેક ખાય રતન એકઠાં ગાંઠે થાય ૫૫૦
કાંમીની કહે 'હવે સ્યું કરું આંહાં-થકી તે કંમ નીસરું
જિહાં જાવું તીહાં ફાંદે પડું પુરુષ-હાથ કિમ જઈ ચડું ?" ૫૫૧
ઇમ વિચ્યાર કરે જેટલે ગુણકા તીહાં આવી તેટલે
'બાહુય' આવ્યો છે મિત્ર માહરો દેખાડય ભાવ તેહને તાહરો ૫૫૨
પછે રમાંડજે તાહરો તંન હવડાં મનાવ્ય માંટીનું મંન'
બોલી ભદ્રા શાંમા-સાથ આપ્યું રતન અમુલ્યક હાથ ૫૫૩
'આજ એકાદશીનું વ્રત ન કરું કાંમ કુહું હું વ્રત'
રતન તે નારીઇ નીરખીયું અમુલ્યક પારખે પરખીયું ૫૫૪

ઇમ કરતાં પડી છે રાત્ય ગુંણિકા કહે 'દાસીને' વાત
એ પ્રેમદાનો પુત્ર જ મરે તાહરે કાંમ આપણું કરે ૫૫૫
પુત્ર હરી એહનો લીજીઇ ઉંડા કુપમાં નાંખી દીજીઇ'
નારિ ભરનીદ્રામાં જાહરે લીધો પુત્ર તેંહનો તાહરે ૫૫૬
સુંપ્યો તે દાસીને ત્રત 'નાંખો કુપ પમાડો મૃત'
ગઈ દાસીયો રણ-મુઝાર દિઠો કુપ એક તેણી ઠાર ૫૫૭
નાંખે કુપ-માંહે જાહરે દયા દિલ આવિ તાહરે
'આ અવતાર ગુંણિકાનો દેહ નીચ રોજગાર નારિનો નેહ ૫૫૮
એહવામાં કરીઇ આ કર્મ સ્યો કરીસ્યે આગલ ધર્મ ?'
ઇમ જ્ઞાન વિચ્યારું મન કુપ-કંઠે સુઆર્યો — તન ૫૫૯
જીવતો મુંકી વનીતા વલી પોતાની શાંમિને મલી
'તમ્યો કહ્યું તે કારજ કિધ કુંવર કુપમાં નાખી દિધ ૫૬૦
ઝબકીને જાગી તે નારિ પુત્ર ન દિઠો તેણે ઠારિ
પેટ-માં હે પડિ બહુ ફાલ 'કિહાં ગયો માહરો એ બાલ ?' ૫૬૧

શાલાવાલા કિધા ઘણા ટણ માને તે તરુણીતણાં
એક કહે 'ડાંકીણ ઉધરિ' એક કહે 'લીધો વ્યંતરી' ૫૬૨
એક કહે 'બદ્યારે લીધ' કોઇક પ્રકાર એહવા બહુ કીધ ૫૬૩

છપય

ભુંડું દેહમાં દુખ ભુખ તેથી પણુ ભુંડી
ભુંડું દેવું દામ કાંમિની કલકે કુડી
ભુંડું અતિ અનાથ્ય તેથી ભુંડું દામ નહી
ભુંડો કુગ્રામે વાસ ભુંડું સૌ-સુખ નહી
ભુંડું ભાર ઉપાડવું ભુંડું કામહું કરવું ઘણું
ભુંડાથી ભુંડું ઘણું સામલ કહે સુત મરવાતણું ૫૬૪

ચોપઈ

દાવાનલ પડવું માગ બલો હેમમાં ઠરવો ઠાર
કોટિ દુખ ભુંડું કહુ કરી ભુંડું પુત્ર-વિજોગથી નથી ૫૬૫
વિચારી વનિતાઇ વાણ્ય 'હેવે તજું હું માહરા પ્રાંણ
કદાપિ જીવ તો માહરા જાશે નો કલંક ચઢયુ તે સાચું થસ્યે' ૫૬૬
જીવતો આવે માહરો કથ કાય્ય વોલસ્યે પ્રોઢો પંથ
માહરે વિજોગે તજે તે દેહ એહવો નર નારીને નેહ ૫૬૭
જીવતો નર ભદ્ર પામે કહે લોક જોયુ તે આયુ કે ફોક
આવરદા મુતનો અધિકો હસ્યે તો બાલીક માહરો જીવસ્યે' ૫૬૮
ઇમ કરીને વાળ્યુ મન ઇશ્વર વાલસ્યે માહરો દિન ૫૬૯

છપય

કોયક દિન અમૃત અહાર કોય દીન ભુખી ભાજી
કોયક દીન અગુઆણા પાય કોયક દિન ચઢવા વાજી
કોયક દિન સુંદરી સેજ કોયક દિન ભુમી સોવું
કોય દિન વીવા હોય કોયક દિન રીસે રોવું
કોયક દીન રલવું રીઝમા કોયક દિન ખોવા દાંમને
સામલ કહે હિમત્ય ન મુકીઇ સંભારીઇ શ્રી રામને ૫૭૦

ચોપઈ

'સાંભલ શુંણુકા તું પણ માત તુઝ આગલ કહું સાચી વાત
દિવસ એક બીજા પંચાસ મ કરે તું રસ્યાનિ આસ ૫૭૧
તાહરે રસ્યા-નો સ્યો છે અરથ તાહરે તો જોઈઇ છે ગરથ
તે વાતેં આપું તુઝ લાંચ આપ્યાં રતન અમુલ્યક પાંચ ૫૭૨
અંધારેં અજુવાલું થાય નરખી નારિ હરખી મન-માંહે
સંતોખી રાખી તે ઠાંમ પંચાસ દિવસ ન લે કો નાંમ ૫૭૩

દુહા

એક રાક્ષસ ઉતાવલો જલ પીવાનેં જાય
દીઠો કુયર કોઠામણો હરખ્યો તે મન-માંહે ૫૭૪
હેતેં ચાંપ્યો હઈયડા-વિખેં પ્રીત ઘણેરી પેયં –
રહેંતો એક ગુફા વિખેં લાવ્યો તેહનેં ઘેંયં ૫૭૫
કાંમદુર્ગા એક ગાવડી હાકિ લાવ્યો સુધ્ય
ઉછેરે આદર કરી પાઈ તેહનેં દુધ ૫૭૬
સબલસંઘ રાજા-તણી કુંયરી રુપનીધાંન
ઉપાડી આદર કરી સુંપ્યો તે સંતાન ૫૭૭
ઉપાસન જક્ષણી-તણું પુરણુ તે પરસન
આવેં તે ઘેંર આપવા દેવિ તે દરસન ૫૭૮
પ્રથમ પ્રસન્ન જક્ષણી તેહ-તણો પ્રતાપ
એક કુંયર બીજી કાંમ્યની ત્રીજે તે આપેઆપ ૫૭૯
પાહ્યું કોડેં કુંયરનું રતનસાગર શુભ નાંમ
નીત્યેં થાઇ એકઠાં મુંકે ઠરી તે ઠાંમ ૫૮૦

ચોપઈ

ભદ્રા એક સમે માલીઇ ઝાંખે છે બેંઠી જાલીઇ
તેહ-તલે જાવાની વાટ બેંઠો એક તલેંટી ભાટ ૫૮૧
કવિત વખાંણે તે કો નવિ કલે માંનવ લોક સાંભલવા મલેં
તેણેં ભણ્યું કવિત જ એક કહી વાત તેહમાં વિવેક ૫૮૨

છપ્પ

સ્વરુપમાં તો કામ સમાંન રુપતે રુડો
રાજ્યે રુડો રાંમ નામે રુડો પરમેશ્વર પુરો
કનકદાનમાં કરણ તરણ તો રુડો તેજે
સત્યવાદિ હરીચંદ્ર આસન શુભ હેજે
બલરાવ બલીયો દાંનમા ઇશ્વર જે ઘર જઈ અટ્યો
કહે શામલ કલીજુગ-વિખે દુખભંજન વીક્રમ વટો
નનો અક્ષર નામ ભવે મધ્યે જે નવિ ભણીયો
સુખ કિધુ સંસાર પાર અવની અંહરણીયો
પરદુખ સુંણતે કાન મન તજે પાવુ અન
માયા માહા પરતાપ આપ મનવે તે મન
થયુ થાય નેં જેજસ કોટી લોક કહે થકી
દુખભંજન વિક્રમ-સમો શામલ કહે સરજ્યો નથી ૫૮૪

ચોપઈ

એહવો પંથ જતામા વાટ ભણી ગયો ભવેરો ભાટ
સાભંયુ તે કામીનીઇ કાન સાચુ જુઠુ જોઉ અનુમાન ૫૮૫
કહે પુતલી ભોજ સુણ્ય વીર જોજ્યો શ્રી વિક્રમનું ધીર
એક દિવસ ભિક્ષા-કારણે આવ્યો ટહેલ બ્રાંમણ બારણે ૫૮૬
કહે ભદ્રા 'સાંભલ્ય રે બ્રમ માન્ય કહ્યુ એક માહરો શ્રમ
તુઝ મુઝ વચે સીતાપતિ રામ રખે કુડ કરે જો કામ ૫૮૭
સાચું બોલુ તાહરે સાથ પ્રથમ રત્ન એક આલો હાથ
પછે કહ્યુ કરો એ કામ જાવો આપ ઉજેણી ગામ ૫૮૮
માનું પાડ ઘણો તાહરો કાગલ લેઈ જાવો માહરો
વીક્રમસેન એ'હા હોય જીહાં સુંપવો પત્ર જઇને તીહા ૫૮૯
તેહનો પ્રતિઉત્તર લાવજ્યો સીઘ્ર સીઘ્ર વહેલા આવજ્યો
આવસ્યો પાછા ફરી વતન તાહરે આપસ્યું એક રતન' ૫૯૦

આપ્યો પત્ર એક પ્રીત્યેં લખી   ચાલ્યો વીપ્ર આસીસ જ ભખી
રાત્ર દિવસને માઝ સવાર   દિવસ થયા પનર ને બાર ૫૯૧
નગર ઉજેણુ ઉતમ નિરખીયુ   હરદેવનુ હઇયડુ હરખીયુ ૫૯૨

છપય

ઇંદ્રપુરિ આકાર, વરણુ અઢાર ભરી છે
વિશ્વકરમાએ સિદ્ધ, જાણિ એ લક કરી છે
જાણે ભાગીરથી ગગ તરગ, ક્ષીપ્રા ઠેઠ ઠરી છે
માનમરોવર માન, અનુમાને સરસ સરી છે
દેઉ ઉપમા કિંમ દેવની જે નજરે દીઠી નહી
સામલ કહેં નગર ઉજેણમા તેજપુજ દીઠી તહી ૫૯૩

ચોપઇ

હરખ તો હરદેવો જાય   સમીપ આવ્યો રાજસભાય
ધાર ખધ ઉભા છે ધીર   વડે કરમે બેઠો છે વીર ૫૯૪
અવર ઉપમા નવ્ય દેવાય   નથી ખાધી સુઠે કોહની માય
તિહા વિપ્રે દિધી આસીસ   'રાજ અવિચલ કોડિ વરીસ ૫૯૫

છપય

પચ તણા પ્રાક્રમ લહેર સાતાની સોહે
નવ રાખો તુઝ નેહ દેહ દશ મહિમા મોહે
એકવીસ તણો વીસવાસ પનર હો તાહરે પુરી
બત્રીસ ચૌદ બહોતર આઠ સાલે સતિ સુરી
એક તણી હો આમના ચ્યાર ધર્મ ચીતે ચઢયો
અગીયાર તણો આદર અધિક તે સામલ સત્ય વિક્રમ વડો' ૫૯૬

ચોપઇ

પ્રદક્ષણા કરી લાગો પાગ્ય   સુદર બેસવા આપી જાગ્ય
'કિહાથી આવ્યા ને કિહા રહો   કામ સેવક સરિખુ કાય કહો' ૫૯૭

આપ્યો છેદેથી એક પત્ર કર સુંપ્યો વીક્રમને તત્ર
'હું નથી જાણુતો શું છે કાંમ પત્ર આપવા આવ્યો આ ઠાંમ' ૫૯૮
વાંચ્યો કાગલ વીક્રમ વીર ચાલ્યાં આપ નયણેથી નીર ૫૯૯

છપય

અમૃતવાડિ માંહિં તિહાં એક ગર્દભ પેઠો
માંનસરોવર-નીર તીર જઈ બુક જ બેઠો
નિરમલ ગંગાન્તોય જોય ગલીમાં ઢલીયો
પદમની પ્રેમદા પુત્ર ભુતવત માંનવ મલીયો
વાંણી એહ વીલાસ છે કેહે કામની કહું છું કથી
સાંમલ કહેં વિક્રમસેન્ય-વિણુ તાહરું દુખ હરવા કો નર નથી ૬૦૦
રાસભીયોના સૈન્યમાં એક ગાય ગઇ છેં
કાગણી-કેરી કોટિ હંસી હારી રહી છે
વિજયા-કેરાં વન તુલસી તીહાં પડી છે
સીપો સખ્ય અસંખ્ય ઝવેર મણી જુગત જડી છેં
રાક્ષસીયોમાં રુખ્યણી કથીર-મધ્ય કાંચન કથી
સાંમલ કહેં વિક્રમસેન્ય-વીણુ સુલ કરવા સમરથ નથી ૬૦૧
આવા લસણુની ખાંણ્ય બિહુ બરાસ-તણુ છેં
મુરખ-કેરી મોટય ભલં એક ભાવ ભણી છેં
રેણુ-તણો છેં સરૂ કિંતુ કસ્તુરી ભેલી
ઝેહેર-તણી છેં ઝાલ માંહેં સીધ સાકર મેલી
વાદ્ય શુલ કાંટા-તણી ઉગી કેલ કરટે થકી
સાંમલ કહેં વીક્રમસેન્ય-વીણુ જાલવનારો કો જન નથી ૬૦૨

ચોપઇ

ચેત્યો રાજા ચમકયો મન બ્રામણુને આપ્યુ ભોજન
શુભ વાત લાવ્યો જે સાખ્ય આપી નગદ મોહોર એક લાખ ૬૦૩
સાંઢ્ય સાત-માંહેં તે ભરી રથ રુડો આપ્યો જોતરી
'મંદિર પધારો માહારાજ કરો રુડાં તે કુલનાં કાજ' ૬૦૪

ભ્રમ કહે 'આવ્યો છુ કાંમ પ્રતિઉત્તર લખી આપો આ ઠાંમ'
લેખ લખી આપ્યો હાથમા વિપ્ર બોલાવ્યો સહુ સાથમા ૬૦૫
મન-વેગની સાંઢણ એક પોતે ગાખરી કરી વિવેક
અન-જલ નીદ્રા-સુખ તજી ચાલ્યો ભુપતિ ભાંમિ ભજી ૬૦૬
ત્રીજે દિન આવ્યો તે ઠાંમ ગઢ પાટણ ગુણવંતે ગામ
નીશાન્ચરચા જોવા-કારણેં બેઠો ગુણીકાનેં બારણેં ૬૦૭

દિઠિ સાઢ્ય ગુંણિકાએ વલી ઘણિ ઢાઢ્ય તે વેલા ગલી
'જે જન એ માગેં તે દેઉ સામંત કેરી સાંઢ્યજ લેઉ ૬૦૮
જેહ ચરીત્ર રાંમાની રીત્ય કરી દેખાડેં પુરણ પ્રીત્ય
પરનારિ સહોદર જેહ ચુકેં કિમ દેવાસી દેહ' ૬૦૯
ઉચી બેઠી અટારીઇ હાવ ભાવ માંડ્યો નારિઇ
'તાહરે ઘેંય' હોઇ જે દાસ પ્રીત્યે લાવ્ય તું માહરે પાસ ૬૧૦
જાહરેં મંન માને માહરું તાહરેં કહ્યુ કરું હુ તાહરું''
તેહ વાત ગુણીકાને ગમી નરપત્યને નારિ તે નમી ૬૧૧
લીધો આપે દીપક હાથમા તેડયો રાજાનેં સાથમા
દસ યોગણિ તેહને દાસ પ્રીતેં સહુ દેખાડિ પાસ ૬૧૨
રાજા સહુનેં દષ્ટેં જોય વખાણુ વાતમા નાવે કોય
ભદ્રા બેઠી રાજસરૂપ તિહા લાવિ ભાંમિ તે ભુપ ૬૧૩
અકલપણે જોયો આકાર દિઠો ભુપતિઇ બહુ ભાર
'વિપરિત એ વનિતાનિ વાત ન હોઇ ગુંણીકાનિ એ જાત્ય' ૬૧૪

છપય

આભ-માહેં જિમ ઇંદુ રહે પટતર પામિ
વિભુત-ઢાકયો જિમ વન્હિ દીઠેં દૈવત તે દામિ
ટોલા-વિછોહી હરણુ જિમ એક ફરતિ
સહુ રાક્ષસીમા સીત ચિત ઇમ ક્રોધ કરતિ
જેહવુ કમલ કરમાવિયુ અવનિ કલ્પવૃક્ષ ઉખડયુ
સાંમલ આકારે ઉલખી મહિપતિ જોતા મુખડું ૬૧૫

## ચોપાઈ

રાજા કહેં 'સ્યાંમા સુણ્ય સુલ માંનની કહેં મંદિરનું સુલ'
વિક્રમ કહેં 'કહું એક વાત દિવસ રહુ તુજ મંદિર સાત ૬૧૬
તુઝમાં તે વિદ્યા છે કસી કહે ભ્રાંત્ય ન રાખેસ કસી' ૬૧૭

દુહા

શુંણિકા કહે 'પંથી સુંણો હાર જીતની હોઝ્ય
સારિ પેરે સોગઠાં તુઝ કેડે રમવા કોડ ૬૧૮
બલાડી બુધ્ય-આગલી દીપક રાખેં સીસ
રમીઇ આપણ રીઝમાં હોઝ્ય બુધ્ય આ દિસ ૬૧૯
દીપક નાંખી ઘેં દેખતાં તો હોઝ્ય કહે તે દેવું
ડગેં નહી તુઝ દેખતાં તો સાંઢ તાહરી લેવું' ૬૨૦
લખ્યાં કરાવ્યાં લોકમાં રાખ્યા રુડા રાજ
રમત માંડિ તિહાં રીઝમાં કરવા રુડું કાજ ૬૨૧
બેસાર્યાં સાખી બારણેં પ્રીત્યેં માંડ્યો પાટ
દીપક મીની-મુસ્તીક ધર્યો વીપરિત દિઠી વાત ૬૨૨
ડગાવે નહી દિલ-થકી કૌતુક જુઇ લોક
'હવડાં સાંઢ્ય હારિ જસ્યે ફજેત થાસ્યે તે ફોક' ૬૨૩
પેય' પેય' જોયુ પારખું 'જીતે એહ જરૂર
ચરિત્ર કરિઈ કાંયક ચિતથી તો રહે નામનું નુર' ૬૨૪

વૈતાલ સમરીયો વિક્રમેં 'નિરમલ તાહરું નામ
ઉપાય કરુ કાંય અભિનવા કરો જરુરી કાંમ' ૬૨૫
થયો કુતરો કારિમો જેહવો કોયક જોધ
બિલ્લે કો દેખેં નહી કરીનેં ઉઠયો ક્રોધ ૬૨૬
નાઠિ દિવો નાંખીયો થયુ અંધારુ ઘોર
'હારિ હારિ હારિ' કહ્યું ચતુરા થૈ તે ચોર ૬૨૭
રાજા કહેં 'રાંમા સુંણો બીજુ બલ કાંઈ હોય
તો દાખવો સહુ દેખતાં કલી ન સકે કોય' ૬૨૮

## ચોપઈ

તે જુવતિઇ જોડયા હાથ  બોલી તે સામતને સાથ
'તમારું કહ્યુ સીર પર લેવું  હાર્ય હોડયમા કહો તે દેવુ ૬૨૯
વડો દિસે છે તું કો વીર  નારિ નેટ ઉતારુ નીર'
રાજા કહે 'સહુને સુલીઇ દેવું  ધરણાર ખુચીને લેવુ ૬૩૦
નિરમલ એક નારિના ચેન  એક જીવતિ રાખું એ ન'
ગુણિકા કહે 'હુ તાહરી દાસ  જિહા કહે તિહા વસુ જૈ વાસ' ૬૩૧
દિન બોલ કામિનીઇ કહ્યા  દેવરુપને આવિ દયા
'સાચુ બોલો મુંકુ જીવતિ  આ જોગ્ય કિહાથી આણી જુવતિ' ૬૩૨

ગુંણિકા કર જોડીને રહી  મુલ વાત માડિને કહી
'અન્યાય અમ્યો કીધો છે ઘણો  માર્યો પુત્ર એ પ્રેમદા તણો ૬૩૩
કિધુ એક અઘટતુ આક  હારિ તમથી તે વાક'
વિક્રમ કહે 'સુત માર્યો જેહ  લાવ્ય દાસિ મોહ આગલ્યા તેહ' ૬૩૪
કહે દાસિ 'સાભલ્ય રે ભુપ  નથી કુવર મે નાખ્યો કુપ
મુકયો જીવતો તેહની તીર  આવિ ઘેર ભરીને નીર' ૬૩૫
પરદુખભંજન રાજી હોય  એહથી દુખ પામે કિમ કોય
માલ ખજાંનો બકસી દીધ  ભદ્રા ભાગ્યની સાથે લીધ ૬૩૬
ઘડીયા જોજન સાઢે ધરી  આપ રાય અસવારી કરી
'ન કરેસ ચિંતા રાખે ધીર  હુ બધવ તાહરો વિક્રમ વીર ૬૩૭
પરનારિ-સહોદર એંન  તુ માહારી માતા-જાણી બેહેન'
વાટે જાતા વાત જ થઈ  કરમકથા માડીને કહી ૬૩૮

'કસ્તુરચદ પરણ્યો' તો પ્રીત'  કહી માડીને તેહની રીત
'વણજારાને' હાથે ચઢી  ઘણુ સંકટ ગુણીકા-ઘેર પડી ૬૩૯
ભાગ્યકરમરેખાનો ભલો  ભાટ વાટમા સાહમો મંલ્યો
તેણે વખાણ તમારુ કર્યું  સાચુ હરદેવ સાથે ધર્યું ૬૪૦

| | |
|---|---|
| વિપ્ર મોકલ્યો વેગે કરી | આવ્યા વીર ઠેકાણે ઠરી |
| સકલ દુખ વિસાર્યું મન | રતનસાગર સાંભરે છે તન ૬૪૧ |
| એક ડીકતામાં અટે | રતન બે અમુલક જડે |
| કસ્તુરચંદ સાભરે છે કથ | ગયો વેગલે મોટે પંથ ૬૪૨ |
| તે દુખે રહેવાતું નથી | કેઇ પરે પ્રાણ તજું ગળથી, |
| માહારાજ સુને કાગિ વોલાવ્ય | ચીઠિ કરવતની કરી આવ્ય' ૬૪૩ |
| રાજા કહે 'ધરો મા દુખ | ઇશ્વર તાહરી ભાગે ભુખ |
| ગ્રોઢ દિવસ દુખ વામન્યે | જીવતો નર ભદ્રા પામન્યે ૬૪૪ |
| મુવા પછિ મલે નહી કોય | કોટિ બ્રમાંડ-ફુલ ઉથલ હોય' |
| મ તોખિને રાખિ નાર | મલા ભાટ વાટે તે હાર ૬૪૫ |
| આકાર અતિને કિયો | ઝટા દેખિને આસિસ જ દિયો |
| મ્યામાઇ સમન્યા કરી | એહની વાતે આતડી ઠરી ૬૪૬ |
| રાખિ સાહ કહી એક વાત | પસથી આપી મોટોરની સાત |
| આપ્યા રત્ન તેવીસ અમુલ્ય | જેહવા ચિંતામણી સમતુલ્ય ૬૪૭ |
| વિદાય થઇને મારગ પડ્યો | વિપ્ર બચ્યાગે સાહમો મલ્યો |
| બાધુર થઇને બેઠો છે રથ | ઘણું સાહ ભરીને ગરથ ૬૪૮ |
| રાખી સાહ ઉલખીયા આથ | રતન બાર આપ્યા તે હાથ |
| વિપ્ર કહે 'મુઝ ભાગ્ય જ ભર્યું | માગવુ સાત જનમનુ ટળ્યું' ૬૪૯ |
| કર્યો વિદાય ભુપતિ ભાવિયો | ઉજેણે અધીપતિ આવિયો |
| મહેલ પુત્રીયો કેરા જાહા | ઉતારિ ભદ્રાને તિહા ૬૫૦ |

દુહા

| | |
|---|---|
| કસ્તુરચંદ વીવહારીયો | વેચી ઝાઝો માલ |
| ભર્યો બીજો તે દેસનો | અનરગલ અપાર ૬૫૧ |
| જકર પણ જાવે થકી | પડ્યો તે દેસી વીર |
| આવ્યો અરણવ અગાધ થઈ | સુલતાને ગંભીર ૬૫૨ |
| ગુણીકા રહે સુલતાનમા | તેહને રાજા સાથે મેલ |
| આવે વિદેસી વાટમા | તો ખરો રમાડે ખેલ ૬૫૩ |

ભારે ઉપાસન ભુતનું વેચ્યુ તે વેચાય
ખીણમાં થાઇ જીવતું ક્ષણુંમાં તે મરી જાય ૬૫૪
વાંહાંણુ રોકયાં તે વાટમાં 'લાગે' દાંણુ મુઝ દાયો
આવિ ચઢો છેં ગાંમ તો હવેં આપીનેં જાયો' ૬૫૫
કસ્તુર કહેં 'રે કાંમ્યની તું સી પુછેં વાત
સ્યુ માગેં છં દાંણુમાં કહેં ભલેરી ભાત્ય' ૬૫૬
'સાચા સાંમુ જોયુ નહી વોલાવી દેયું વાટ
ખુંચી લેયું જુઠા-તણું ઘણું ઘડીનેં ઘાટ' ૬૫૭
સાખિ કર્યા તે સાંમટા રાજ હજુરેં રીત્ય
વચ્યમાં ઈશ્વર આંણીયો પંચ પ્રમાંણેં પ્રીત્ય ૬૫૮

એક મૃત્યક વરસાં વીસનું કરંક સરખી કાય
આંણિ આગલ્ય નાંખીયુ તે દેખેં સરવ સભાય ૬૫૯
'મુયો છેં કેં આ જીવતો બાબત એક તુ બોલ્ય
સહુ સભા તિહાં સાંભલે મનનો પરદો ખોલ્ય' ૬૬૦
વિચ્યાર કર્યો સહુ વાંણુમાં 'જો જીવત કહીઈ પેંચ'
તો કહેંસ્યેં ઉડાડી મોકલો હવડા માહરેં ઘેંર' ૬૬૧
મહાજન મલી ઠરાવિયું 'એ તો મૃત્યક હોય
કરંક છેં કે દીવસનુ જીવતું ન કહેં કોય' ૬૬૨
પ્રવેશ કર્યો પ્રીતેં જઈ જડ તે ચૈતન થાય
આલસ મોડી ઉઠીયો રીઝયો તાહરેં રાય ૬૬૩
માલ મુંકાવ્યો મંદિરેં હાર્યો કહીનેં હોડ્ય
હોડિ બેંસારી હાકિયા ખરી દેઈનેં ખોડ્ય ૬૬૪
કસ્તુરેં વિચ્યારી કલ્પના 'સર્યો ન એકે અરથ
જોયું ઘર જુગતે કરી ઘણોય ભર્યો છેં ગરથ ૬૬૫
પરમેશ્વરેં આપ્યો હસ્યેં જાતિ વેલાં તન
રત્ન હસ્યેં ઘર છીંકતાં ઢગ બાધા છેં ધન' ૬૬૬

આપે થકિ તે એકલો ચર્ચા જોવા કાંમ
ત્રંબાવતી તે નગર ગયો ઘેર પોતાને ગામ ૬૬૭
પુછયું જે પટંતરે ડાહ્યા દિલ એકાંત્ય
ભારે એક માંણુસ ભલું ભાગી મનની ભ્રાંત્ય ૬૬૮
'કુવલદંત કોટપતિ કુસલ છે કહો કાંમ
વ્યાપાર-વણજ કેહવા કરે શુંણુ કેહવો છે ગાંમ' ૬૬૯

## ચોપઈ

'રખે વિર પુછે તે વાત તે ઘર વરત્યો માહા ઉતપાત
તેહનો કુંયર ગયો પરદેશ ઘેર વહુયર રહી જોવન વેશ ૬૭૦
હરાંમ બુધિ તે નારે કરી પીહર મુંકી તેહને પરહરી
તેહને પીતાઇ જાણ્યું આપ મુંકિ વન તેણે પણ બાપ ૬૭૧
ત્રંબકસેન્યે તે જાણિયુ અરમાંન મનમાં આંણિયુ
લુટી લીધા ભારે ભંડાર ગયો કાર ખોયો વેવાર ૬૭૨
સરવ પેઢીયો ઉઠી ગઈ ભુગલ સાટે ભોગલ રહી
દત હતા તે દાતણ થયા હવડાં સદાવ્રત લેવા ગયા ૬૭૩
લગર આઈ ભરે છે પેટ વેપારન્તણી ઉઠી છે વેઠ
ગુમાસતા જબાપ દેતા નથી તેહન્તણી સી કહું કથી' ૬૭૪

## દુહા

પલં થયો તે પાટવી લાગી જુગતે ઝાલ
'હવે હુ દેહ કિમ ધરું આણું માહરો કાલ ૬૭૫
ધિક અવતાર એ માહરો ધીક ડાહાપણ ધીક રુપ
ધીકાર અકલ એ અમ તણી જઈ પડું જલકુપ' ૬૭૬
માંડયો કુપ જ પાથવા વપુ સભારી વાંક
જીવતો નર ભદ્ર પાંમસ્યે સભારિ એ આંક ૬૭૭
'જોઉં કો ડાહ્યો દેવ છે કરુ ઉપાસન આજ'
નારાયણ સમરી નિકસ્યો કરવા રુડું કાજ ૬૭૮

અધરાતો ઉજેણમાં   આવ્યો એક જ દિન
માંહાંકાલેશ્વર શીવ કને   મરવા કિધુ મન ૬૭૯
'વિક્રમને જઈ વિનવું   તેણે અરથ-ત્યુ થાય?
એવડુ આપિ કીમ સકે   વડો જે વિક્રમ રાય' ૬૮૦
મધ્યરાત્યે માહારુદ્રની   અરચ્યા પુજ્યા ઈશ
કાહાઢી ખડગ કોટે ધર્યું   સમરપવાને સીસ ૬૮૧
મહિંપતિ માહાપુજા વિષે   સીવદેહરામાં જાય
દિઠો દુખીયો દેહ પાડતો   અચિરજ પાંમ્યો રાય ૬૮૨
'મીર છેંદે તો સીવ-આગના   સો સમ તાહરે સાથ'
'માં' 'માં' કહીને મહીપત્યે   હેતે ઝાલ્યો હાથ ૬૮૩

## ચોપઈ

દુખીઇ દિઠુ તેહનુ રુપ   ભારે સુરતિ એ કો ભુપ
અરસપરસ ધરતાંમાં ધીર   ઉલખ્યા રાજા વિક્રમ વીર ૬૮૪
તે દુખીયાને ભીડયો રુદે   અમૃત વાણી મુખથી વદે
'સ્યે દુખ મરવા-કારણે   આવ્યો છો સીવને બારણે ૬૮૫
દિસતા છો રુડે વેશ   પ્રાણ તજવા આવ્યા પરદેશ
આ વેલા આ સીવની આણ્ય   સ્યા-માટે તજો છો પ્રાણ ૬૮૬
આપ રાય દિઠો એકાત્ય   મનમા મુકી સરવે ભ્રાંત્ય
'નગર ત્રબાવતિ નીજ આપ   દત કોટીધ્વજ મુજ બાપ ૬૮૭
ગાઢો લખ્યો તે પુરો કર્યો   ભદ્રા ભાગ્યવતિને વર્યો
સાંમા-સાથે રંગ જ કીધ   મેહેણુ માતપીતાઇ દિધ ૬૮૮
પુર્યાં વાહણ જવા જવ નેટ   છીપ્યાં એક સમુદ્રને બેટ
હસ હસની મલીયા સાથ્ય   કહી સરદસ્વાતિની વાત ૬૮૯
બેઠો સ્કધ ગયો હુ ઘેર   દેઈ રતુ પરવરીયો પેર
જાવે જઈને વેચ્યો માલ   વલતા વાટે થયો એક ખ્યાલ ૬૯૦

આપે થકિ તે એકલો ચર્યા જોવા કામ
ત્રંબાવતી તે નગર ગયો ઘેર પોતાને ગામ ૬૬૭
પુછ્યું જે પટતરે ડાહ્યો દિલ એકાત્ય
ભારે એક માણસ ભલુ ભાગી મનની ભ્રાત્ય ૬૬૮
'કુનલદત કોડપતિ કુશલ છે કહો કામ
વ્યાપાર વણજ કેહવા કરે ગુણ કેહવો છે ગામ' ૬૬૯

ચોપઈ

'રખે વિર પુછે તે વાત તે ઘર વરત્યો માહા ઉતપાત
તેહનો કુયર ગયો પરદેશ વેર વદુયર રહી જોવન વેશ ૬૭૦
હરામ બુધિ તે નારે કરી પીહર સુધી તેહને પરહરી
તેહને પીતાઇ જાણ્યુ આપ મુકિ વન તેણે પણ બાપ ૬૭૧
રાબકસેન્યે તે જાણિયુ અરમાન મનમા આણિયુ
લુટી લીધા ભારે ભંડાર ગયો કાર ખોયો વેવાર ૬૭૨
ગર્વ પેઢીયો ઉઠી ગઈ ભુગલ સાટે બેગલ રહી
દંત હતા તે દાતણ થયા હવડા સદાવૃત લેવા ગયા ૬૭૩
લાગર ખાઈ ભરે છે પેર વેપારતણી ઉઠી છે વેઠ
ગુમાસતા જબાપ દેતા નથી તેહતણી શી કહુ કથી' ૬૭૪

દુહા

પલ થયો તે પાન્વી લાગી જુગતે ઝાલ
'હવે હુ દેહ કિમ ધરુ આણું માહરો કાલ ૬૭૫
ધિક અવતાર એ માહરો ધીક ડાહાપણ ધીક રુપ
ધીકાર અમ્લ એ અમ તણી જઈ પડુ જલકુપ' ૬૭૬
માંડયો કુપ ઝપાવવા વપુ સંભારી વાક
જીવતો નર ભદ્ર પામશે સંભારિ એ આક ૬૭૭
'જોઉ કો ડાહ્યો દેવ છે કરુ ઉપાઅન આજ'
નાગયણુ સમરી નિકળ્યો કરવા રુડુ કાજ ૬૭૮

અથડાતો ઉજેણમાં આવ્યો એક જ દિન
માંહાંકાલેશ્વર શીવ કને મરવા કિધું મન ૬૭૯
'વિક્રમને જઈ વિનવું તેણે અરથ-સ્યુ થાય?
એવડું આપિ કીમ સકે વડો જે વિક્રમ રાય' ૬૮૦
મધ્યરાત્યેં માહારુદ્રની અરચ્યા પુજ્યા ઈશ
કાહાઢી ખડગ કોટેં ધર્યું સમરપવાનેં સીસ ૬૮૧
મહિપતિ માહાપુજા વિષેં સીવદેહરામાં જાય
દિઠો દુખીઓ દેહ પાડતો અચિરજ પાંમ્યો રાય ૬૮૨
'ચીર છેં દેં તો ચીવ-આગના સો સમ તાહરે સાથ'
'માં' 'માં' કહીનેં મહીપત્યે હેતે ઝાલ્યો હાથ ૬૮૩

## ચોપઈ

દુખીઇ દિઠું તેહનું રુપ ભારે સુરતિ એ કો ભુપ
અરસપરસ ધરતાંમાં ધીર ઉલખ્યા રાજા વિક્રમ વીર ૬૮૪
તે દુખીયાને ભીડયો રુદે અમૃત વાંણી મુખથી વદે
'સ્યે દુખ મરવા-કારણે આવ્યો છો સીવને બારણે ૬૮૫
દિસતા છો રુડે વેશ પ્રાણ તજવા આવ્યા પરદેશ
આ વેલા આ સીવની આંણ્ય સ્યા-માટે તજો છો પ્રાંણ ૬૮૬
આપ રાય દિઠો એકાંત્ય મનમા મુકી સરવે ભ્રાંત્ય
'નગર ત્રબાવતિ નીજ આપ દત કોટીધ્વજ મુજ બાપ ૬૮૭
ગાહો લખ્યો તે પુરો કર્યો ભદ્રા ભાગ્યવતિને વર્યો
રંભા-સાથે રંગ જ કીધ મેહેણું માતપીતાઇ દિધ ૬૮૮
પુર્યાં વાહણ જવા જવ નેટ છીપ્યાં એક સમુદ્રને બેટ
હસ હસની મલીયાં રાત્ય કહી સરદરવાતિની વાત ૬૮૯
બેઠો સ્કધ ગયો હું ઘેર દેઈ રતુ પરવરીયો પેર
જાવે જઈનેં વેચ્યો માલ વલતાં વાટે થયો એક ખ્યાલ ૬૯૦

શુણિકા-માચે પારિ છે હોટ્ય લીધો માલ ખોચી કઈ કોડ
ગયો ત્રણાવતીઇ ત્યાંહ વિપરીત વાત થઈ તે માંહ ૬૯૧
પુછી તેહનો લીધો પાર વનીતા-ગર્ભે ગયો વ્યાપાર
નારિને દેસવટો દિધ માલ સરવ રાજાઇ લીધ ૬૯૨
સાંભલ્યું દ્રઢ રહ્યુ છે ધીર જે ચેતાવું વિક્રમ વીર
વલિ વિચ્યારું મેં મન-માહે સાયર-દુખથી કિમ જીવાય ૬૯૩
ઇમ વિચ્યારી પુજ્યો ઇશ સમરપતો'તો દુખે સીસ
સુકયુ ખડ્ગ માંથે જેટલે માહારાજ ગજ પધાર્યા તેટલે" ૬૯૪

મહીપતિ કહે 'સ્થીર રાખો મન મલસ્યે મલસ્યે પ્રૌઢ દિન'
અમૃતવચને પોખ્યો તેહ સીતલ કરી દુખીયાની દેહ ૬૯૫
બિજે દિવસે પુર્યું એક વાહાણુ સંઘ સોભતો સાથ સુજાણ
વિવિધ પ્રકારે ભરીયા વસ્ત્ર નાલ ગોલા સાંમગ્રી સસ્ત્ર ૬૯૬
ખેચ્યુ નૌકા ક્ષિપ્રા-નીર જૈ છિપ્યુ શુલતાંને તીર
શુણિકા મનમાં પામિ સુખ 'વલી આવ્યુ એક બીજું ભખ્ય' ૬૯૭
ગાંમ-રાય ચેતાવ્યો જઈ હોટ્ય પાડવા તતપર થઈ
ગામ લોકને રાજા મચ્ચ સેઠ પટલ પરિમાંણી પંચ ૬૯૮
વચમા તો ઇશ્વિર આણિયો સાખિ તેહનો જુગ જાણિયો
'જુઠાનું તો લુટી લેયું સાચા થાયો તો સર્વસ્ત દેયું' ૬૯૯
ઘર બારને જાત્ય સમેત આપુ સરવ આંણીને હેત
જે તમ્યો કહો તે કરુ વચન તમારુ મુસ્તક ધરુ ૭૦૦

દુહા

સભા મલી સર્વ ગામની નાહાના મોટા લોક
ખલ લોકને ખાત્ય છે સાહ તણે મન સોક ૭૦૧
'હવડા હારસ્યે વાહાંણવટિ લેસ્યે ખુચી માલ
કે લાખા કેરા હર્યા એહના તેહ હવાલ' ૭૦૨
કરંડ આંણિ નાખિયુ 'ભરી સભા મોઝાર
'છે આ મુયુ કે જીવતું બોલો આણે ઠાર' ૭૦૩

| | | |
|---|---|---|
| વિક્રમસેન્યે વિચારીયુ | 'એ કો ભુતના કાંમ | |
| જુગતેં કરે છેં જીવતુ | દેખે આખુ ગામ' | ૭૦૪ |
| વેગેં વીર હકારીયો | ખાધ્યો પ્રેત પ્રમાણ | |
| મુકયો જઈને ઉજેણમા | સિધવડેં સુજાણ | ૭૦૫ |
| મહિપત્ય કહેં 'એ મૃત્ય છે | જો ઉઠાડે આ દિસ | |
| નહીતર ઘર ખાલી કરો | નહીતર છેદુ સીસ' | ૭૦૬ |
| ઉપાય કરે અધિકા કશા | જહારેં ભાગ્યું જોર | |
| 'હારિ' 'હારિ' સદુ કરેં | ચતુરા કિધી ચોર | ૭૦૭ |
| સુખ પામિ સભા સદુ | રીઝયો નગરનો રાય | |
| જે કરેં તે ભોગવે | નારાયણ ઘેર ન્યાય | ૭૦૮ |
| પકડી લીધી પલકમા | ખાતે દેઈને ખોડય | |
| ઘણે ઠામ ગાજિ હતી | ફુસ હરાવિ હોડય | ૭૦૯ |
| 'કહેં તો ઉઠાડું કરકને | ટરી રહ્યુ છે ઠામ | |
| પછેં દેઉ તુને સુલીઇ | દેખે આખુ ગામ | ૭૧૦ |
| કર્યો પ્રવેશ કરકમા | વડ વેતાલે વીર | |
| આલસ મોડી ઉઠીયો | દ્રઢ મન રાખી ધીર | ૭૧૧ |
| સાત સલામ સહેજે કરી | નમી નમી લાગે પાય | |
| 'દુખભંજન તુ દેસપત્ય | વડહથ વિક્રમરાય | ૭૧૨ |
| ઇદ્રન્થકિ ઉતપત્ય હવો | અતુલીબલ તુ આપ | |
| મૃત્યક ઘાત મૂર્છા વલી | તે મહીમા તુઝ પ્રતાપ | ૭૧૩ |
| મુકા હોય તે પાલવે | કુટ્યા મીઠા હોય | |
| મુયો જીવે એ માનવી | એ મહિમા કલે નહી કોય' | ૭૧૪ |
| અચરજ પામ્યા સદુ જન | કઉતક જોયા કામ | |
| મુલતાનધીસ ચરણે નમ્યો | સુણિ નરપત્યનુ નામ | ૭૧૫ |
| 'ધન્ય ભાગ્ય ધરતિનાણું' | ધન્ય હુ, ધન્ય આ દેશ | |
| દેવદેવાગ્ની પુતલું | પ્રીતે કરો પ્રવેશ | ૭૧૬ |

ઉસંકલ અમને કરો ઘણું વાક વિવેક
દેહ શુભ ઠ દિકરી આપુ તમને એક ' ૭૧૭
કન્યા સુપી કમ્રુરને ભર્યા વિવેક વાહાણુ
હતો તેથી ચોગણો લખકોટિ ધા લાહાણ ૭૧૮
શુભિકા મુકિ જીવતિ દીધુ જીવતદાન
ઉજેણી આવ્યો અધિપતિ મોટિમ રુડે માન ૭૧૯

કંક માલ કોટા ગમે હસ્યે લાવ્યો હાથ
મહીમંગમમા મોકલ્યો સેવક સુધ્યો સાથ ૭૨૦
'નામ લેવ્યો નરપતિ તણું ઉતાર્ગ એકાત્ય
ગરથ ભદો દતા ઘેરે ભાગસ્યો મા કાય ભ્રાત્ય' ૭૨૧
પુરમા પાસે રાખીયો કમ્રુચંદ કુમાર
રાત્ય પડયે ત્ત્રીયાતમા વિક્રમે કર્યો વિચાર ૭૨૨
'મહીમા મોટે માવડી હરસિદ્ધિ જેહ હજુર
વ્યાપી રહી જે વિશ્વમા નારાયણ નિધ્ય નુર ૭૨૩
સજન પાલણ સિંહાસણી કરતા હરતા કામ
ઝલહલ જ્યોત્ય જુગતમા નવે ખંડમા નામ ૭૨૪
તે દેવીને દેહરે ગયો પુજા લેઈ પુર પ્રીત્ય
સહસ્ર નામથી સ્તુત કરી રુડા શુણથી રીત્ય ૭૨૫
આધાર અંગુઠા એકથી ઉભો રહ્યો એક પોહોર
દેવિ શબ્દ દેહરે થયો 'માગ્ય માગ્ય' એ ઠોર ૭૨૬

'માતા માગુ છુ એટલુ તે તુ જાણે છે આજ
આતરજામિ છો અધિપતિ રાખો છો નિત્ય લાજ ૭૨૭
કુંયર કસ્તુરચંદનો રત્નસાગર જે રિધ્ય
તેહ મલે માતા મુને તેહ બતાવો વિધ્ય' ૭૨૮
માતા કહે 'મહિપતિ સુણો ચિત ધરીને ચેત
વેગે વંધ્યાચલ જજ્યો પશ્ચિમ પાસા પંથ ૭૨૯

